# ☛ ક્ષમા. ☚

સદરહુ પુસ્તકનાં હેન્ડબીલો બહાર પાડયા પછી પુરતજમાં સદરહુ પુસ્તક છપાવવા ઇરાદો રાખેલ હતો. પરંતુ પ્લેગના સબબથી અમારે બહારગામ જવું થવાથી પુસ્તક છપાવવામાં વિલંબ થએલ છે જેના માટે સુજ્ઞ ગ્રાહકોની ક્ષમા યાચીએ છીએ. એજ વિનંતી.

લી.

જૈન સ્થાનકવાસી દિગ્દર્શન બાળ મંડળ,

વઢવાણ કેમ્પ.

॥ श्रीजिनेंद्राय नमः ॥

# ઉપદેશક કાવ્ય સંગ્રહ.

## ગાયન ૧ લું.

### સ્તુતિ.

હરિગીત.

હે જૈન બંધુ સર્વ સુણજો, શીખ આ પ્રીતી ધરી;
કરશો મનન મનમાં સદા, જશોજ ભવ સિંધુ તરી.
જંજાળ સૌ અળગી કરી, મન જ્ઞાન સુધાથી ભરો;
સુખકાર સંકટ હાર શ્રી મહાવીરની ભક્તિ કરો. ૧

આ જગતણો આધાર, જન સુખકાર સત્ય સદા સહી,
મહિમા ઘણો છે સત્યનો, તે વાત સહુ ધર્મે કહી;
છે વિજય વિશ્વે તેહનો, રસ્તો અસતનો પરહરો,
સુખકાર સંકટહાર શ્રીમહાવીરની ભક્તિ કરો. ૨

નિજ ધર્મનો સિદ્ધાંત મોટો, જીવ દયા વિચારજો
મણીરૂપ જગમાં મનુષ્ય છે તે; દુઃખ તો સંહારજો
સહુ ધર્મ મારગ મુલ એ, નિર્વાણનોરસ્તો ખરો,
'કાર સંકટહાર શ્રી મહાવીરની ભક્તિ કરો. ૩

'ને દઈ ડામ, તેનું નામ નવ સંભારવું,

જપ તપ સહુ એ નાશ પામે, દુષ્ટ મનને મારવું.
એ શિયળને સંતોષનો, શુભ પંથ સૌથી પાધરો,
સુખકાર સંકટહાર શ્રી મહાવીરની ભક્તિ કરો. ૪
નિજ ધર્મનો શુભસાર આપે, કાવ્ય મનને જેગમે,
કરજો મનન પુર પ્રેમથી, તન મન થકી બંધુ તમે
નિર્ભય થવા મન હોય તો, કલ્યાણનું સાધન કરો.
સુખકાર સંકટહાર શ્રી મહાવીરની ભક્તિ કરો. ૫

---

## ધર્મ ધારણ કરો.

### ગાયન ૨ જું.

(આવરદા વ્યર્થ વિતાવી—એ રાગ.)

લે ધર્મ હૃદયમાં ધારી, (૨)
માનવ દેહ દીધો પરમેશે ફરજ કરી શું તારી;
સર્વ પશુ પંખી તું ફરતાં ધરણીમાં તન ધારી,
નિંદ્રા, ભય મૈથુન વીગેરે લક્ષણ ચાર સ્વીકારી—લે ધર્મ.
તે સર્વેમાં શ્રેષ્ટ મનાવા પ્રભુએ ઉર વિચારી,
તુજને બક્ષીસ એક વધારે, અક્કલ અપી સારી—લે ધર્મ.
અક્કલનો ઉપયોગ કરી લે સારા સાર વિચારી,
ઉત્તમ માનવ જાત મનાવા ધર્મ રહેજે ધારી—લે ધર્મ.
જો નહિં ધર્મ રહયો તુંમાતો સાંભળ વાણી મારી,
શીંગ પૂંછ વિના ખોડીલી વિપરીત જાતી તારી—લે ધર્મ.

પશુ નહિ સમજે છે પણ તે કાર્ય કરે ઉપકારી,
એતી દુધ દહીંથી સૌની સેવા કરતાં સારી—હે ધર્મ.
તું પરમારથ રીતે ન જાણે ધિક્ક જનેતા તારી;
નકી મુર્ખ પશુથી જાણું માનવ જાત નઠારી—હે ધર્મ.

---

## ગાયન ૩ જું.

(જાય છે જગત ચાલ્યું રે, આ જીવ જોને—એ રાગ.)

સોબતી સિધાવ્યા તારારે, તું ચેત ચિત્તે, ટેક.
બાળપણામાં ઉમંગે, રમતો તું જેને સંગે;
એતો ગયા એવે અંગેરે, તું ચેત ચિત્તે. ૧
જ્યારે તું નિશાળે જતો, ત્યારે જેનો સાથ થતો,
કોણ જાણે ક્યાં તે હતો રે. તું ચેત ચિત્તે. ૨
જુવાનીમાં જમ્યો રમ્યો, જેની સાથે બહુ ભમ્યો,
કોણ જાણે ક્યાં તે શમ્યોરે, તું ચેત ચિત્તે. ૩
જ્યાં તું પરણવા ગયો, ત્યાં તો જે જાનૈયો થયો,
તે આંહીથી ગયો વહયોરે, તું ચેત ચિત્તે. ૪
માનતો તું મિત્ર સાચો, જેનો સ્નેહ નહીં કાચો,
વાગ્યો કાળનો તમાચોરે, તું ચેત ચિત્તે. ૫
કેકલો તારાથી છોટા, કેક ગયા તુંથી મોટા,
તે ગણાતાં તારા જોટારે, તું ચેત ચિત્તે. ૬
રહ્યા છે તે પણ જાશે, તારે પણ જાવાનું થાશે,

કહે શું રાખીશ પાસેરે, તું ચેત ચિત્તે. ૭
જેના વિના ઘડી તારે; ચાલતું ન કોઇ વારે,
તેતો ગયા જમદ્વારે, તું ચેત ચિત્તે. ૮
સાચા જે સગા ગણાતા, તારે દુઃખે દુઃખી થાતા,
જોતા તે નથી જણાતારે, તું ચેત ચિત્તે. ૯
ગયા તે વિસારી દીધા, નવા નવા નેહી કીધા,
કાળે તેને પણ લીધારે, તું ચેત ચિત્તે. ૧૦
સિધાવ્યા ઘણા સંઘાતી, તો એ ચિંતા નથી થાતી,
કેવી છે કઠોર છાતીરે, તું ચેત ચિત્તે. ૧૧

---

## ગાયન ૪ થું.

### ભુજંગી છંદ.

કહે શું થયું જો ઘણું તું કમાયો,
કહે શું થયું પૂર્ણ પૈસો જમાયો;
અરે અંતકાળે જવું જો મરીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધી રળીને. ૧
ઉંચા વાસ ચોખ્ખા ચુનાથી ચણાવ્યા,
તજી સર્વ તે સ્વર્ગ વાટે સિધાવ્યા;
વડા વાસ જોવા ન આવ્યા વળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધી રળીને. ૨
હિરા મોતીના હાર હૈયે ધરીને

સદા શોભતા જે ગયા તે મરીને;
બની રાખ તેની ચિત્તામાં બળીને,
રખે રીઝતો રિદ્ધી સિદ્ધી રળીને. ૩

જીતી જુદ્ધમાં રાજ જેણે જમાવ્યાં,
મહા શત્રુનાં શિશ નીચા નમાવ્યાં;
પડયા તે પ્રતાપી ધરામાં ઢળીને;
રખે રીઝતો રિદ્ધ સિદ્ધી રળીને ૪

કદાપી ન માનીશ જે દેહ મારો,
ટકીને રહયો જેહમાં જીવ તારો;
નકી જાણ ત્યાંથી જશે નીકળીને,
રખે રીઝતો રિદ્ધી સિદ્ધી રળીને. ૫

---

## ગાયન ૫ મું.

ભુજંગી છંદ.

ન રાચીશ તું પુત્ર પૌત્રાદિ પામી,
ન રાચીશ સાની લઇને સલાગી;
ન રાચીશ કાયા અતિ ઉજળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધી રળીને. ૧

ઘણાં વેગવાળી જુઓ કાળ ઘંટી;
બધુ વિશ્વ તેમાં પડયું જેમ બંટી,
દમી મારશે દેહ સૌના દળીને;

રખે રીઝતો રિદ્ધિ સિદ્ધી રળીને. ૨

મચ્યાં પ્રાણીઓ સૌ રસા સ્વાદ માટે,
વડી આશથી વીચરે વાટ ઘાટે,
મરે છે જુઓ મસ્ત ગોળી ગળીને.
રખે રીઝતો રિદ્ધી સિદ્ધી રળીને. ૩

ઘણાં ગર્વમાં તું ભમે કેમ ઘેલો;
દિસે શ્રાવણે સાંઢ માતો મચેલો,
છકેલો ફરે શીઢ સૌને છળીને,
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધી રળીને. ૪

થયું દ્રવ્ય ભેગું ગયું બાર વાટે.
હળે આંધળી ને મળી શ્વાન ચાટે,
અરે તોય સુઝે નહીં આંધળીને;
રખે રીઝતો રિદ્ધિ સિદ્ધી રળીને. ૫

---

## કાળ વિષે.

### ગાયન ૬ ઠું.

રાગ બીલાવર—જુઓ મન ભમરા તું કયાં જમ્યો.

આરે સંસાર અસાર છે, નથી નિત્ય રહેનાર;
અંતેરે કોઈ કોઇનું નહીં, નહીં ફરે લગાર, ટેક.
માયા ઘેનમાં ઉંઘી રહયો, જાગી ન કર્યો તપાસ

કાળે આવીને હલ્લો કર્યો, પછી થયો ઉદાસ. આરે. ૧
નાચે ખુંદે રે ઉંદર બાપડો, કરે તાન ગુલતાન,
બીલીએ આવીને પકડીયો, મરણ પામ્યો હેવાન આરે. ૨
પોપટ બેઠો પાંજરે, કરે વિવિધ ઉચ્ચાર;
માંજારે જ્યારે પકડીયો, નાશ પામ્યો ગમાર. આરે. ૩
તેતર ગરીબડું બાપડું, ભવિષ્ય થકી અજાણ;
આલ્યું જાયે હુલ્લાસથી, બાજ કાઢી લે પ્રાણ. આરે. ૪
હરણ ઠેકે દોડે રાનમાં, ગેલ કરે અપાર;
સિંહ શિકારી આવી ચડે, નક્કી પ્રાણ લેનાર. આરે. ૫
રક્ષક જાણી કસાઇને, અજા પાછળ જાય.
મારી ઉંધી ટાંગે નક્કી, દયા ત્યારે વિલાય આરે. ૬
એમ જાણી વ્યવસાયમાં, જાગી થા હુંશીઆર;
કાળ અચાનક આવશે, થઈ રહે તું તૈયાર. આરે. ૭

---

### ગાયન ૭ મું

(જાય છે જગત ચાલ્યું રે, ઓ જીવ જોને.) એ રાગ.

આવખુ અથીર એવું રે, ઓ પ્રાણી તારૂં;
આવખુ અથીર એવું રે. ટેક.
કાચે કુંભે પાણી જેમ, ફટ ફુટી જાશે તેમ,
આળસમાં ઉંઘે કેમ રે, ઓ પ્રાણી.
અજ જયું ચંચળ કાન, પાકું પીંપળાનું પાન;

સરદ સંધ્યાનું વાન રે. ઓ પ્રાણી.
કુશ અગ્રે જેમ પાણી, કાળે કાળ લેશે તાણી.
મહાલે છે શું મોજ મારીરે. ઓ પ્રાણી.
એવું આયુષ્ય તારૂં ભાળી, વિશ્વથી લે મનવાળી;
શાને ખોટી થવું ખાલીરે. ઓ પ્રાણી.
જનમ્યા તે જરૂર જાશે, મંગળ મેદાન થાશે;
સુપ્ના સમું આ ભાસેરે, ઓ પ્રાણી,
પ્રબળ પ્રતાપી પુરા, ચક્રવર્તી દેવ શુરા,
કાળે મારી કીધા ચુરારે. ઓ પ્રાણી.
છળથી જે છેલ છળતાં, વરણાગીમાં વાંકાવળતાં,
દીઠા તે શમશાને બળતારે. ઓ પ્રાણી.
જાવું છે વિકટ વાટે, નથી આગે માંડયા હાટે;
સુકૃત કરી લે સાટેરે. ઓ પ્રાણી.
વાટે જતા મલ્યા વારી, મીલે ન સગપણ કાંઈ,
ભરમાણો તુંતો ભાઈરે, ઓ પ્રાણી.
મિથ્યા સગપણ લાધે, કેમ તું કુકર્મ બાંધે.
તેનો બોજો તારે કાંધેરે. ઓ પ્રાણી.
ઉદક અંજળીની માંહે, ક્ષણે ક્ષણે ઓછુ થાયે;
ભાવ આ લાખેણો જાય રે. ઓ પ્રાણી
તરવાની ચારે નાવ, દાન શિયળ તપ ભાવ;
ચુકયો ફરી નાવે દાવરે.

કામ-ક્રોધ મદ ગાળો. વિષયથી મનવાળો.
મરણનો ભય ટાળોરે. ઓ પ્રાણી.
એમ આ અસ્થીર આયુ, નીહાળી નાથાયે ગાયુ,
આવીકને મન ભાવ્યુંરે. ઓ પ્રાણી.

---

## સઘળું તજી જવા વિષે.

### ગાયન ૮ મું.

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો. ) એ રાગ.

તજી ધન ધામ ધરા જન જાવું,
નથી સમજ વિના સુખ થાવું. તજી.
પુર પહેલાં નહિ પાળ કરીતો, પાછળ છે પસ્તાવું.
જન્મ-મરણની બેડી જડાતાં, લેશ ન કેમ લજાવું, તજી.
આ ઇંદ્રજાલ અલૌકિક માયા ભોળપણે ન ભમાવું,
મૃગજલ જેવાં સુખ મેળવવા, ભાઠ વિષે ન ભરાવું, તજી.
અંતરનું અભિમાન રહે નહિ, શીદ મમત્વે મરાવું,
આખર કાંઈ નહીં કામ આવે, સમજ સખા સમજાવું તજી.
હાર્યો જો હરિ ભજન વિના તું, ઉત્તમ નરતન આવું,
'વ કોટી ઉપાય કર્યે, પણ કઠણ પછી છે કમાવું. તજી.

---

## જીવને ઠપકો.

### ગાયન ૯ મું.

( એવીરે રંભા જાણી જવા કેમ દઇએ— એ રાગ. )

અંતરના કાચા કેમ રહ્યા છો કુટી ?
ઊત્તમ અવસર આ માનવ તન, છડમાં જાય વછુટીરે અંતરના.
ખાતાં પીતાંને વાવરતાં, ખરચી જાશે ખુટી,
પુણ્ય કર્મને કાજે દમડી, છિડેથી નહિ છુટીરે અંતરના.
કામ ક્રોધ લોભ લુંટારા, ધીરજ ધન લે લુંટી,
ભુંડા ભુંડે હાલે ભટક્યો, તોય ન આશા તુટીરે અંતરના.
કાચા કુંભ સમાન કલેવર, કુલણુ જાશે કુટી,
શમ દમ સાધન સંપ સરલતા, ચોંપ વડે લે ચુંટીરે અંતરના.
બગડી બાજી બેશ બનાવા, બીજી કયાં છે બૂટી,
કેશવ હરિનામ સુધા સાચો, ઘેરો રસ લે ઘુંટીરે અંતરના.

---

## વિચારીને ચાલવા વિષે.

### ગાયન ૧૦ મું.

( જગત હે રેનકા સુપના ) એ રાગ.

કઠણ છે કાલની કરણી, વિષમ સંસારની સરણી,
તણાણી જાય છે તરણી, વિચારી ચાલજે વ્હાલા.
ન ભરવા ભૂલનાં ભારા, સમજવા ધર્મના ધારા,
ખરૂં હિત હાથમાં તારા, વિચારી ચાલજે વ્હાલા

અખિલમાં શું રહ્યો ખેલી, મરી જાવું બધું મેલી,
છતી એ વાત છે છેલી; વિચારી ચાલજે વ્હાલા.
ઠગાઈ આ વૃથા ઠાઠે, ભરાઈ જઈશમાં ભાઠે,
સુકર્મેથી ચડયો કાંઠે, વિચારી ચાલજે વ્હાલા.
બધું ખાવું ખપી જાશે, પથિક તું શું પછી ખાશે ?
વિપદ્‌માં પ્રાણ પસ્તાશે, વિચારી ચાલજે વ્હાલા.
રહે છે શત્રુઓ સંગે, રમે છે શું હજી રંગે ?
ભલા ભય રાખતો ભંગે, વિચારી ચાલજે વ્હાલા.
ખરીદીને ખરૂં ખંતે, જવું નિજ દેશમાં અંતે,
તણાતો તું રખે તંતે, વિચારી ચાલજે વ્હાલા.
બરાબર ખેલજે બાજી, થશે હરીરામ તો રાજી,
ન પાકે ભાટકયે ભાજી વિચારી ચાલજે વ્હાલા.

---

## ગાયન ૧૧ મું.

(જંજાળી જીવડા ઝાંઝવા દેખા શું રાચે) એ રાગ.

સંસારી વગડે જીવડો મુસાફર જાએ.
રંજાડી તનડે વાહને બેસી સીધાવે;
અનાડી મનડું સારથી સંગાથ થાએ..........સંસારી.
લોભી આશા ઝાંઝવા ઇંદ્રી ઘોડા થાય,
લગામ બુદ્ધિ ગઇ છુટી, મનમુંઢ ગોથા ખાયરે;
નિગ્રહતા ચાબુક પકડે આધીન થાએ;.........સંસારી.

ઈચ્છા તૃષ્ણા કોતરે કામ ક્રોધ વરૂ વાઘ,
લોભ મોહ તસ્કર મળે રાગ દ્વેષ બહુ નાગરે;
શમદમ ધતિ ખડગે શત્રુઓ સર્વે જીતાએ,......સંસારી.
મદ મત્સરને ટેકરે છાઇ માયા જાળ,
અજ્ઞાની અંધારડે ઝાલે રાક્ષસ કાળરે;
પ્રભુનામ શરણથી ભય શોક દુઃખ કપાએ,.......સંસારી.

---

### ગાયન ૧૨ મું.

( ઝેર ગયા ને વેર ગયા ) એ રાગ.

આ નગરીના નવ દરવાજા દશમું તેમાં ગુપ્તજ દ્વાર,
તેની અંદર છે અતિ સુંદર અંતઃકરણનાં ચાર બજાર;
પહેલું મન છે બીજી બુદ્ધી ત્રીજું ચિત્ત ચોથો અહંકાર,
મનને ત્રાજવે સોદા તોળે જેની જેને છે દરકાર.
બુદ્ધિથી કરો માલ પરીક્ષા આ સારૂ કે આ છે અસાર,
ચિત્તથી અંદર સમજી જુવો આ ઉપકાર કે આ ઉપકાર;
દશ ઇન્દ્રી તેમાં સોદાગર કરે સદાએ વણજ વેપાર,
આ વસ્તીમાં કામ ક્રોધાદિ માલની ગાંઠડી ઉંચકનાર.
વિકટ ખેપ આ બચાવો ભાઇ રહીને તેમાં બહુ હુશિઆર,
નહિતો લાખ ચોરાશી ફેરા દુઃખ તણો નહિ રે'શે પાર.

---

## ગાયન ૧૩ મું.

(રાગ—સાહેણી)

મેલી દે મમત્વ હે જીવ જાવું છે કાલે મરી,
હાય યૌવન પલવિષે ખરે ધુળમાં જાશે ભળી. મેલી દે.
વિત્ત ધામ ધરા પ્રજા નહિં સાથ આવે તહારી,
સુળ બંધનના બધા તે માનજે નકકી કરી, મેલી દે.
સદા રહે છે પાસ તારી ક્રોધ કામ છુપા અરિ,
જીતીશ જોતું તેમને તો જઈશ આ દુનિયાં તરી, મેલી દે.
છોડી ક્ષણિક સુખ આ જગતનાં ચાખી જો અમ્રત જરી,
સુખ અવિચળ પામવુ તો ભાવથી ભજી લે હરી, મેલી દે.

---

## ગાયન ૧૪ મું.

( આવરદા વ્યર્થ વિતાવી—એ રાગ )

નથી મન કોઈ અહીં તારૂં,
દુનિયાં સ્વાર્થે ભરેલી દીસે પ્રપંચ જયાં ત્યાં ભાળું;
પણ માયામાં તું લપટાઈ કેમ કરે છે મારૂં, નથી.
માંડ મલ્યુ છે મથતાં મુરખ મનુષ્ય તન આ સારૂં,
જો તેનું નવ જતન કર્યું તો માનજે હીરો હાર્યું, નથી.
માતપિતા દારા પુત્રાદિક બંધન મૂળ વિચારૂં,
ગ પણ પોતાનો ખોટો આંખ વિંચાએ અકારૂં, નથી.

આત્મજ્ઞાનથી જો અવલોકી દઇ ઇન્દ્રીયને તાળું,
શમ દમ કુંચી રાખ સાથમાં કર વિર નામજ ખ્યારૂં, નથી.

---

### ગાયન ૧૫ મું.

( હરિભજન વિના દુઃખ દરીઆ સંસારનો ) એ રાગ.

ભજી લે ભગવાન મેળવવી હોય જો શુભ મુક્તિ વાટમાં,
લે પ્રભુ પ્રસાદ માયામાં ફુલાઈ ફોગટ ફાટમાં;
ક્ષણભંગુર દેહ આ પડવાનો ફરી મનુષ્ય જન્મ નહિ જડવાનો,
કાળ રાક્ષસ આવી મળવાનો— ભજી લે.
ધન ધામ ધરા અહીં રહી જાશે સદ્‌ગુણ સર્વેમાં ગાવાશે,
માત્ર પુણ્ય પાપ સાથે થાશે— ભજી લે.
પામર પલવાર વિચારી જો નશ્વર સંસાર નિહાળી જો,
પુણ્ય પોપટ પેઠે પાળી જો— ભજી લે.
અરે પાપતણો નવ છે આરો નથી પુણ્યતણો માથે ભારો,
હવે ઉપાય કે'શું [illegible]ા તારો— ભજી લે.
નિન્દા કરવે રસના તારી ધન યૌવનમાં રૂચિ ધારી.
ફળુ ભજનરૂપી તું પી વારિ—

ભાવે કરી લે ભક્તિ તેની નત્ર રાખવી તેમાં બેચેની,
પ્રભુ શરણુ પ્રીતે તું ગ્રહી લેની— ભજી લે.

## ગાયન ૧૬ મું.

( જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી. )

મુરખડા મન તું મુકને માથા કુટ ઠાલી,
હારી ભવ બાજી હાથ જવું જીવ ખાલી;
ડાભ અણી જળબિંદુ સરખું, જીવતર જીવડાં જાણો.
ધર્મ ઝાંઝવિણુ ભવસાગરમાં,
તરશે કયમ કરી પહાણોરે. મુરખડા.
પાતાળમાં પાયો નાખીને, મંદિર બેશ બનાવ્યું;
વાસ્તુ કર્યા વિણુ સ્વર્ગ સિધાવે,
સાથે કાંઇ નવ આવ્યુંરે. મુરખડા.
જગત રૂપ જંગલ ઝાડીમાં, મન મરકટ અથડાયો,
કાળ વ્યાલ વશ ફાળ ચુકિયો.
ચોગતિ કુપમાં પડીયોરે. મુરખડા.
પ્રપંચથી પૈસા પેદા કરી પાપ એકલે બાંધ્યું,
સ્વજન સંબંધી ગીધના ટોળે, ફોલી ફોલી ખાધુંરે, મુરખડા.
ચેતન ચેતી મન મરકટને, જ્ઞાન રસીથી બાંધો,
વિષય કષાય તજો સાંકળચંદ,
અંતે શિવ સુખ સાધોરે. મુરખડા.

---

## ગાયન ૧૭ મું.

(રાગ—બનજારો.)

આ વખત ભયંકર ભારી, કર ધર્મ તણી તૈયારી, એ ટેક.
આ અવસર એળે જાશે, પસ્તાવો પુરણ થાશે;
પડવું છે પાય પસારી, કર ધર્મ તણી તૈયારી. ૧
ધારેલું ધુડ બને છે, એવું અનુભવી ઉચરે છે,
જો વારમવાર વિચારી. કર ધર્મ. ૨
ચેતો ચેતો જન ચેતાવું, મેલી મમતા માનને જાવું,
એમ લોક કહે પોકારી, કર ધર્મ. ૩
કર્યા લગન સુધા અટકે છે, છતી બાજી મેલી છટકે છે,
છે ગતી કર્મની ન્યારી. કર ધર્મ, ૪
જુવો વખત બધો બદલાણો, તમો જરૂર જનમન જાણો,
ગયા સઘળા હીંમત હારી. કર ધર્મ. ૫
ગયું સરલપણું સુકાઈ, સુકાઈ સર્વ સગાઈ,
દુનીયા થઈ બહુ દુઃખીયારી. કર ધર્મ. ૬
ગઈ નીતી નજરથી નાશી, થયા દુઃખ દરીઆના વાશી,
તું ધ્યાન દઇ જો ધારી. કર ધર્મ. ૭
પુન્યવાન પુરણ સુખ પાવે, પાપી પાછળ બહુ પસ્તાવે,
કર મહેનતને મન ધારી. કર ધર્મ. ૮
કહે સંત શિષ્ય આ સાચું, નથી કિંચિત માત્ર એ કાચું,
નહીં માન્ય તો મરજી તારી. કર ધર્મ. ૯

---

## અભીષ્ટ–યાચના.

### ગાયન ૧૮ મું.

( કવાલી ગઝલમાં ).

વિભો ! મહાનંદ પદ દાતા, સકલ જગ જંતુના ત્રાતા;
ભ્રમિત ભયભીતનાં ભ્રાતા, હવે અમને બચાવોને. ૧

કરી ના આપની ભક્તિ, હતી અંતર છતી શક્તિ;
જણાવી યોગની યુક્તિ, હવે અમને જગાવોને. ૨

સુધાસમ આપની વાણી, તજી પીધુ લવણુ પાણી;
મતિ થઈ મંદ મુંઝાણી, દવા અમને બતાવોને. ૩

સુગમ સન્માર્ગને ત્યાગી, ભમ્યા ભવમાં કુમતિ જાગી;
સુમતિની સેજના રાગી, અમોને તે અપાવોને. ૪

નજરથી ના જરી જોયું, કમાયું તે બધુ ખોયું;
મસીથી શ્વેત મુખ ધોયું, હવે બાજી પતાવોને. ૫

અવર શી યાચના કરવી ? તમારી આણુ શિર ધરવી;
અને મુક્તિ વધુ વરવી, દઈ અમને દીપાવોને. ૬

---

## કાલ મહીમા.

### ગાયન ૧૯ મું.

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાગ. )

અહો આતો કળિયુગની બલિહારી,
નથી (તેમાં) દૈવનો દોષ લગારી— અહો.

અંતરથી અવલોકન કરતાં, વિપરીત ભાસે ભારી;

કુલીન જનો પણ કુટિલ થયાં જયાં, કુળને ધર્મ વિસારી—અહો. ૧
શેઠ બન્યા સ્વારથના બેલી, કરૂણા–વેલ વિદારી;
દાસ બિચારા જાન સુકાવે, તોયે ન કદર થનારી—અહો. ૨
કાંતા કુલીન મરજાદ તજીને, ચાલે તન શણગારી;
પતિ–ભક્તિનો પાઠ ન જાણે, કંથને કષ્ટ દેનારી—અહો. ૩
વનિતા–વેણે વ્હાલી જનેતા, સુતને લાગે અકારી;
વિનય–વિવેક ન લેશ સાચવે, સેવા લાગે ખારી—અહો. ૪
પુત્ર પિતાપર હુકમ ચલાવે, માને નિજ હુશીઆરી;
ઉપકારો અંતર નવ સમજે, એવા તનુજ હજારી—અહો. ૫
સાસુ સતાવે પુત્રવધુને. માર વચનનો મારી;
સ્વજન–પ્રેમનું નામ રહ્યું ના, ઘરઘર કલહ–પ્રકારી—અહો. ૬
કળિયુગની કથની શી કરવી, સહુની થઈ છે ખુવારી;
આંખ ઉઘાડી નજર કરો ઝટ, બાજી લ્યોને સુધારી—અહો. ૭

---

## વીંચાય આંખ પછી કાંઇ ન હાય હાય.

### ગાયન ૨૦ મું.

વસંત તિલકા.

મોટા મહેલ બહુ બાગ અને બગીચા,
ઉંચા ઉલેચ વળી પાથરવાં ગલીચા;
શોભા વિશેષ સુખ સ્વર્ગ સમાન થાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.

સિંહાસનો સુખડનાં કહિ કોચ સારા,
માંડયા કબાટ બહુ ટેબલ કે પટારા;
પેટે ધરી કર પલંગ વિષે પડાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
હાથી હજાર હય હોય અનેક ઘેર,
આપે અસંખ્ય મણિ મોતિ અને ઝવેર;
આશા વિશેષ વધતી વધતાં વધાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
ઘી દૂધ સાકર અને ભશુ અન્ન ખાવા,
ફુલેલ તેલ જલ શિતલ હોય નાવા;
સારૂ શરીર ધન યૌવન સાચવાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
આજ્ઞા અનેક જન આદરથી ઉપાડે,
પુત્ર પ્રિયા પરમ માનવડે રમાડે;
આચાર્યનું પદ કદી પ્રણયે પમાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
સાથે સહોદર વસે વિનયે વિવેકે,
સંસારનું સુખ ન પાછળ હોય એકે;
સંપે સગાઈ બહુ સુંદર સાચવાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
આ છે શરીર કહું કાચતણી કટોરી,

આયુષ્ય કાલપણુ જાય સદૈવ ચોરી;
સામાન્ય અંતસમે સહુ રંક રાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
પુત્રો કલત્ર ધન ધામ ધરા હવેલી,
જાવું જરૂર જશ જોબન જોર મેલી;
વિશ્વાસ કેમ ક્ષણુ ભંગુરનો રખાય !
વીંચાય આંખ પ ી કાંઈ ન હાય હાય.
ચાલો સદાચરણુમાં પ્રિય મિત્ર મારા,
પુરા થશે શુભ મનોરથ તો તમારા;
આ દેહતો સફલ જો પ્રભુને ભજાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.
મેલો મમત્વ અભિમાન સમગ્ર ખોટું,
શ્રીકેશવ પ્રભુથકી નહિં કોઈ મોટું;
સારૂ સમગ્ર જનને, સુખ જો અપાય,
વીંચાય આંખ પછી કાંઈ ન હાય હાય.

---

## ગાયન ૨૧ સું.

રાગ લાવી લાવી લાવીરે મહારાણી ખબર એક લાવી.

જાણી જાણી જાણીરે મેંતો, જુઠી જગત રીત જાણી;
જોબન તારૂં જરૂર જવાનું, થશે બધુ ધુળધાણીરે. મેંતો. ૧
સર્વેને એકદિન જવાનું, હોય રાજા કે ભલે રાણીરે–મેં; ૨

પરણ્યાને પાંચ દિન થયા ત્યાંતો, ઓચીંતાની રંડાણીરે–મેં. ૩
એક ઘરે રૂડા ગીત ગવાય છે, બીજે કાણુ મંડાણીરે–મેં. ૪
જેહ સ્થલે સ્ત્રીઓ મંગલગાતી, ત્યાંપીટણીઓપીટાણીરે–મેં ૫
જાણુ છતાં તો જોતો નથી જરીએ, કરવી કેટલી કહાણીરે–મેં. ૬
સંત શિષ્ય કહે મુજને લાગે, વહાલી વિરની વાણીરે–મેં. ૭

---

## ગાયન ૨૨ મું.

( વારે લાલા મોહન બંસીવાલા–એ રાગ )

ચાલોજઇએ, શિવપુરમાં જઇને રહીએ, ખપાવા સહુકર્મોને–ચાલો.
નથી જન્મ જરાનાં દુઃખ જ્યાં, નથી મૃત્યુ કે વ્યાધિ ભય ત્યાં;
જ્યોતિમાં જ્યોતિ લાગી, દ્વેષી કે કોઈ ન રાગી;
નિકલંકી, ગુણરંગી, નિઃસંગી, આનંદી— ચાલો૦
આદિ અનંત સ્થિતી પ્રાપ્ત કરીનેરે,
વાદળને દૂર હઠાવી, ચિદ્રૂપ રવિ પ્રગટાવી,
સુખકારી, મનોહારી, અવિકારી, ગુણધારી— ચાલો૦

---

## ગાયન ૨૩ મું.

( તાતનો ભરૂંસો નથીરે મનેરે મારા. એ રાગ. )

તનનો ભરૂંસો નથીરે, ચેતન તારા તનનો ભરૂંસો નથીરે,
ચંચળ જળ કલ્લોલ આવરહ્યા, ફોગટ રહ્યો મથીરે. ચેતન તારા.

સાખી.

જનમ્યો જે નર જગતમાં. તે નિશ્ચે મરનાર,

આશા ઉમર જેવડી, ત્રષ્ણાનો નહિં પાર. તનનો.

સાખી.

છત્રપતિ લખપતિ ગયા, ગયા નૃપતિ કૈ લાખ,
જસ કુંકે જન ફાટતા, બાળી કીધા ખાખ. તનનો.

સાખી.

ખમા ખમા પરિજન કરે, રાવણ સમ અભિમાન,
નામદાર નર વહી ગયા, ઠામ ઠર્યા સમશાન. તનનો.

સાખી.

પરિગ્રહના આરંભથી કર્યાં કુકર્મ અપાર,
પાપે પૈસા મેળવી, થયો શ્રેષ્ટ સાહુકાર. તનનો.

સાખી.

ભવ નાટકનાં ભવનમાં, ભજવ્યા વિધ વિધ વેષ,
રાય રંક ખગ પશુ બન્યો, લહ્યો ન તત્વ પ્રવેશ. તનનો.

સાખી.

આતમ અર્પો નિર્મળો, પ્રભુ ચરણે ચિત્ત લાય,
તાપ મટે જીન જાપથી, સકલ મહોદય થાય. તનનો.

---

## મોજ વિષે.

### ગાયન ૨૬ મું.

રાગ આશા ગોડી.

મોજ કરો પણ મરવું, અંતે બંધુ મોજ કરો પણ મરવું. ટેક
મેડી મંદીરને માલ ખજાના, પ્રાણ ગયે પરહરવું. અંતે ૧

કોટી દ્રવ્ય પણ કામ ન આવે, કેના સારૂ એ કરવું. અંતે. ૨
ધાઈ ધુતીને ધંધ મચાવ્યો, સ્થિર પણે નથી ઠરવું. અંતે ૩
મોહ ને મમતા મનમાં ધરવી, ફરી સંસારમાં ફરવું અંતે. ૪
સોલ શૃંગાર શરીરને સોહે, તોપણ અંતે છે મરવું. અંતે. ૫
જન્મ ગયો ને જાન જવાનો, માટે સફલ કાંઇ કરવું. અંતે. ૬
સદ સમાગમ કરજોરે બંધુ, સિદ્ધ ગતીને જોવરવું. અંતે. ૭
કરજોડી કરતા વિનવે છે. આળ પંપાળથી ડરવું, અંતે. ૮

---

## ચેતન–મન સંવાદ

### ગાયન ૨૫ મું.

( થઇ પ્રેમવશ પાતળીયા—એ રાગ )

ચેતનઃ—મન મૃગજળમાં મુંઝામાંરે, શીદને ભમે ભ્રાંતિમાં ? મન.
ગગન પુષ્પની માળ ધરીને, વંધ્યાસુત આ આવે;
નિરખી નયન સુખ પાવે. મન.
એ કથની જો સત્ય ઠરે તો, તૃષ્ણા તારી તૂટે;
વિઘ્નો વિવિધ સહુ છુટે. મન.
મન.—સ્વર્ગ મોક્ષના ભાવી સુખોમાં, તું મુજને ભરમાવે;
તરસ્યો બની તરસાવે,
જે સહજ મલ્યું તે ત્યાગીરે, શાને બને ત્યાંરાગી? શાને.
ચેતન.—સરિતા જળના પૂર્ણ પ્રવાહે, સાગર ના પૂરાયે;
તારી દશા એ થાયે. મન.

મન.—રંભા સમ રામાને રંગે, રમ રગ રગ રસ લાવી;
નયને નિરખ ના ભાવી. જે સહજ.
ચેતન.—ભોળા મન ભમરા લલચાયો, પંકજ પુષ્પ પરાગે;
નિરખે ન બંધન આગે. મન.

---

## ગાયન ૨૬ મું.

### રાગ દીંડી.

તમે પ્રેમથી શ્રવણ કરો રાગી,
મોહ પ્રમાદની ઉંઘ થકી જાગી;
કુડી સંસારની આપદા આ ત્યાગી. તમે. ૧
દીન પ્રતીદીન કરો ધર્મ ધ્યાન,
જીનરાજ તણા કરો ગુણગાન. તમે. ૨
ક્ષણિક દેહ આવખું અનિત્ય જાણી,
વિષય ભોગ ગણી ઇંદ્ર ધનુ પ્રાણી;
જન્મ મરણ દુઃખ અનંત તુજ જાણી. તમે. ૩
ઉરથી મિથ્યાત્વ શલ્ય તજો ભાઈ,
ગ્રહો ખુલી સમકીત સુખદાઇ;
જૈન ધર્મ થકી દુર દુઃખ થાઈ. તમે. ૪

---

## ગાયન ૨૭ મું.

### (શાર્દુલ વિક્રિદિત છંદ.)

મેડી માળ મહેલ અશ્વ ગજને, મુકી જવું એકલા,

સંબંધી જન સ્વાર્થે અપીં સઘળા અંતે રહે વેગળા;
વાડી ખેતર બંગલા બગી વળી, છાજે છજા ગોખડા,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા.

કાયા જોબન કાંઇ નિશ્ચળ નહીં, ભાઈ તને શું થયું
મારૂં માન્યું મમત્વથી મન વિષે, વાયે જશે સૌ વહ્યું;
નિદ્રાને પ્રમાદમાં પરવર્યું, તારૂ ગયું તોરમાં,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા.

સારૂં ઉત્તમ આ શરીર જરતે, હાથે મળ્યું હાટમાં,
ઓચિંતો અકળાવશે ધશમશી, માથે ફરે કાળ આ;
આધિ રોજ ઉપાધિ વ્યાધી વધશે, જાજે પછી દોડવા,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા.
શી તારી ગતિ મંદ આ શિથિળતા, મારી ગઈ છે મતિ,
ધાર્યું ધુળ થશે સહી પલકમાં, શકતી કરોને છતી;
પારાધિ કદી આવીને પકડશે, સંતાય ક્યાં સોડમાં,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા.

ગાઢે બંધન પાસમાં ફસી પડયાં, ઉપાય શોધી કરો,
છૂટો છૂટી શકાય જો કળબળે, છૂટે થકી છૂટકો;
બાજી છે હજી હાથ ઉઠ મુરખા, ખામી પડી ખોળવાં,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવાં.

———

### ગાયન ૨૮ મું.

( સીંહાનો કનરો. )

આ ભવ શીદને વ્યર્થ ગુમાવો,
અવસર ફરી નહીં આવે આવો. આ.
નભના વીવીધ રંગ નયને નીરખો,
વૈભવ ક્ષણુ છે તે ઉર મહી ભાવો. આ.
તન ધન જોબન અથીર પ્રમાણી,
ભવીજન ઉર શુભ ધ્યાન લગાવો; આ.
સાર્થક કરો શુભ જનમ તણું આ,
અંજળી આયુષ્ય શીદને વીતાવો. આ.

---

### ગાયન ૨૯ મું.

( સ્વામી શરીર સોસાઇ ગયું એ રાહ. )

ભાવે સુણો સહુ પ્રાણીયા મુકો મોહની જાળ
અથીર નહીં આ સંસાર છે જ્ઞાન દ્રષ્ટી નિહાળ. ભાવે.
મીથ્થાઈ લાજમ આચરે એથી થાએ ખેદ,
હૃધ્ય વીચારીને ચાલજો કરવા પુરી ઉમેદ. ભાવે.
જળના તરંગ સમ જાણજે, આશા થાય ને જાય,
એક મટે એક થાય છે મોટી છે દુઃખદાય. ભાવે.
કષ્ટ ગમે નહીં કોઇને ચાહે સરવદા સુખ,
સુખના મારગ શોધે નહીં તેથી પામો છો દુઃખ ભાવે
આરાધો અરીહંતને વિલોકી વપુ આપ,

હાંલ્લુ માટીનું જેહવું પુરણુ એવો પ્રતાપ ભાવે.
ક્ષણુભંગુર કાયા તાહરી, કર વ્રતને પચ્ચખાંણ,
દાન શીયળ તપ ભાવના, નાગર એ સુખ જાણુ. ભાવે.

ગાયન ૩૦ મું.

( મારી લાડકડીની લજ્જાને સંભાળજોરે—એ રાગ. )

અમારા અંતરના આરામ, એક અરિહંતજીરે,
રહું હું રાત દિવસ તુમ નામ. ભજુ ભગવંતજીરે અમારા.
જગ તારક બિરૂદ ધરાવો, વિભુ વ્હેલાં વ્હારે આવો;
કરૂણાકર કિલ્મિષ કાપો, અતિશય વંતજીરે. અમારા.
મ્રગજળ પાછળ હું ધાયો, મધુ બિંદુ જોઈ મલકાયો,
તુમ ચરણ–શરણ છે એક અતુલ ગુણવંતજીરે. અમારા.
હું મ્હેલ ચણાવું મનનો, ભમું ભ્રમર થઇ ધન–વનનો,
એ મોહ મિટાવો મારો, મહિમાવંતજીરે. અમારા.
મુને નીરખો નેહ નજરથી, પંપાળીને પાવન કરથી,
આવો મુજ દિલ દેવળમાં, સમતાવંતજીરે. અમારા.
તુમ રત્નત્રયિ સંભાળું, મણિકાર થઈ હું ભાળું,
આપો એ અકલ કળા, અમને અકલંકજીરે. અમારા.

---

ગાયન ૩૧ મું.

રાગ હરી ભજન વિના દુઃખ દરીઆ.

મુજ વાતલડી હિતકારક તું, ધ્યાન દઈને ધારજે;
સમજી સમજી હ્રદયકમળમાં, આનંદ સાથ ઉતારજે. મુજ. ટેક.

સાકરને સોમલ સમ જાણી, નહિં સાંભળી સંતતણી વાણી;
ફેરવીયું જન્મ ઉપર પાણી, મુજ વાતલડી૦ ૧
રહ્યો વિષ હળાહળને વળગી, ઘડિ એક મતિ ન કરી અળગી;
નહિં જાગ્ય તો માલ જશે સળગી, મુજ વાતલડી૦ ૨
કસ્તુરી કેસરને મેલી, વળી ડોલર ડમરાને ઠેલી;
રહ્યો પાચ પરૂમાં તું ખેલી. મુજ વાતલડી. ૩
અમૃત ફળને અળગાં કીધાં, મૃતવેલી ફળ મુખમાં લીધાં;
પય પાક તજી વિખડાં પીધાં. મુજ વાતલડી. ૪
મરવા માટે મણિધર પાલ્યો, મણિ મેલી કાચ કરે ઝાલ્યો;
આ અજબ ગજબ કરી ભવ ગાલ્યો. મુજ વાતલડી. ૫
તજી શિતળ તરૂવરની છાંયા, તપવેછે તાપ વિષે કાયા;
મેલી દે મૂઢ મમત માયા. મુજ વાતલડી. ૬
વળી શ્વાન નકી તુજથી સારા, તેનાથી તુચ્છ કરમ તારાં;
કર વિચાર તું મનવા મારા. મુજ વાતલડી ૭
સદ્ગુરૂના વચનો કાનધરી, ચંચળતા તારી મેલ પરી;
કહે સંત શિષ્ય આ શિખ ખરી. મુજ વાતલડી. ૮

---

## દેહ પીંજરમાં પડેલા જીવરૂપ પોપટને ચેતવણી.

ગાયન ૩૨ મું આશાગોડી—રાગ.

પોપટ તન પિંજર છે નહિં તારૂં,
અંતે ઉડી જવું પરબારૂં. પોપટ.

છે પરનું પણ પરિચયથી તું, માની બેઠો "મારૂં",
ક્યાંનો તું ક્યાંનું એ પિંજર, તે સમજે તો સારૂં. પોપટ.
માંસ રૂધિરમય ને દુર્ગંધિ, નરક સમાન નઠારૂં,
તું તેને કાંચનમય માને, આવડું શું અંધારૂં. પોપટ.
બીજાં જોયાં એવું આપણ, નામે કેવલ ન્યારૂં,
સર્વ પ્રકારે સાચવ તોપણ, પલમાં છે પડનારૂં. પોપટ.
સારાસાર વિચાર કરે તો, ભવસાગરનું બારૂં,
કેશવ હરિ કારીગર તેનો, વીસરમાં સંભારૂં. પોપટ.

---

## ગાયન ૩૩ મું.

રાગ પ્રભાત.

ચોરાસી છે રાત અંધારી તેમાં, મનુષ્ય દેહ વાયુ વહાણુંરે;
વહાણું વાયુ તે પ્રભુ ભજવાનુ ટાણું,પછી આવશે જમનું આણુંરે.
ચોરાસી છે રાત અંધારી.

જમ જુલમથી જંજીરા, સાથે ન આવે નારીને નાણુંરે;
ઇંદ્રી દ્વાર જયારે અચેત થાય ત્યારે, કાળનું બેસશે થાણુંરે;
ચોરાસી છે રાત અંધારી.

નરદેહ પામીને નહી ચેત્યો, મમતાની શિર મટકીરે;
કોઠી સુલય ન આવ્યું કુબુદ્ધી, ખોયો જનમ ભવ ભટકીરે.
ચોરાસી છે રાત અંધારી.

ડાંપણુ ડાળીને દુરમતે ડુલ્યો, ફુલ્યો તે ફોગટ નાતેરે;
અરે પામર નર હજી ન ધરાયો, કોટી જનમ ગોથાં ખાતેરે.
ચોરાસી છે રાત અંધારી,

---

ગાન ૩૪ મું.

(યોવન ખીલ્યું આવ્યા છો રસપાન કરો—એ રાગ.)

મનુષ્ય જન્મ અમુલ્ય કાં ગુમાવી દીયો.
ઉર વિચાર કરો, શિખ ઉર ધરો, ધર્મ કરણી કરો. હાં મ.
વખત વીતી જાશેરે પછી શું જ થાશે,
હાથ ઘસતાં જવું છે યમ દૂત હાથે;
ધર્મ જૈન ખરો, ધ્યાન તેનું ધરો. હાં....હાં....હાં....મનુષ્ય.
શરીર તુટયા પછીરે નથી તેની છુટી,
કાચ શીશી અથડાતાં અરે જાશે ફુટી;
કાળ ભયથી ડરો, પ્રભુ ભજન કરો હાં....હાં....હાં...મનુષ્ય.
પૈસો પૈસો એમ રાતદીન જાપ જપો,
શ્રધા મુજબ દાન દેવા હાથ રાખો;
રંક દુઃખ હરો- શ્રીમંત ઉર ધરો હાં...હાં...હાં...મનુષ્ય.
રાય રંક સરવેને શીર કાળ ખરો,
અરજ કર્તા કહે, સહુ ઉર ધરો;
સંત સેવ કરો, ભવદ સિંધુ તરો હાં...હાં...હાં...મનુષ્ય.

---

## ગાયન ૩૫ મું.
### વૈરાગી પદ.

ચેતનજી ચેતો કોઇ નહિ દુનિયામાં તારૂં,
મિથ્યા કહેછે મારૂં મારૂંરે, આમારૂંરે. આમારૂંરે. ચેતન. ૧
લાખ ચોરાસીમાં વાર અનંતાં, દેહ ધર્યા દુઃખ પાગી.
મળીયો માનવ ભવ હારન, આતમ ઉદ્યમમાં રાખ,
નહી ખામીરે, આખામીરે, આખામીરે, ચેતન. ૨
કાયારે બંગલોને મુસાફર જીવડો, જોનેતું આંખ ઉઘાડી,
ઉચાળા અણુધાર્યા ભરવા પડશે, પડી રહેશે ગાડી લાડીરે,
આ લાડીરે, આ લાડીરે, ચેતન. ૩
રામ રાવણને પાંડવ કૌરવ, મેલી ગયા સહુ માયા;
બણી ઠણી શું ફુલી ફરે છે, પડી રહેશે તારી કાયારે;
આ કાયારે; આ કાયારે, ચેતન. ૪
માન માયાને આળસ છંડી, ધ્યાન ધરો સુખકારી;
બુદ્ધિસાગર સદ્ગુરૂના પ્રતાપે, પામોજી ભવ પારીરે,
આપારીરે, આપારીરે, ચેતન. ૫

---

## સખેદ પશ્ચાતાપ.

### ગાયન ૩૬ મું.

ભુદર હું તમને ભુલ્યોરે, ભટકું છું ભવમાં;
તે માટે દુઃખમાં ડુલ્યોરે, ભટકું છું ભવમાં; એ ટેક૦

સ્થાવરના ભવમાં જીંવ્યો, હું ઝાડ થઈ ચપાણો.
કુહાડે ત્યાંહી કપાણો રે, ભટકું છું ભવમાં; ભુ૦ તે૦
જનાવર કેરા જનમે, ન સુખની વેળા જાણી;
પામ્યો નહિ વખતે પાણીરે, ભટકું છું ભવમાં; ભુ૦ તે૦
લાખો ફેરા અજના, અવતાર વ્હાલા લીધા;
ત્યાં હૈત્યે ઝટકા દીધારે, ભટકું છું ભવમાં. ભુ૦ તે૦
સોરીંગનારે ભવમાં, ચરણુ વિના હું પેટે ચાલ્યો;
ત્યાં સાણુસડેથી ઝાલ્યો રે, ભટકું છું ભવમાં. ભુ૦ તે૦
કુતરાની કાયા પામીને, વીણી ખાધા કટકા;
ત્યાં ભુખના વેઠયાં ભડકારે, ભટકું છું ભવમાં; ભુ૦ તે૦
અવતાર ખર ઉંટોના, વહાલા કેટલાક કાઢયા;
વિણુ તોલ્યા ભાર ઉપાડયારે, ભટકું છું ભવમાં. ભુ૦ તે૦
રૂષિરાજ સાચા સ્વામી, હવેતો શરણે રાખો;
લઈ જન્મ ચુકયો છું લાખોરે, ભટકું છું ભવમાં. ભુ૦ તે૦

---

ગાયન ૩૭ મું.

( ધિઃક યુવા ધિઃક મુજને—એ રાગ. )

જોજો વિચારીને જીવડા, હૈયું રાખીને હાથજી;
જાણુ જરૂર છે ચાલવું, માલવું ન સંસારજી. જોજો૦ ૧
તન છે રંગ પતંગનો, મિથ્યા મથી મરે આપજી;

સુત વિતદારા સગું નહિ, નહિ માય ને બાપજી. જોજો૦ ૨
ત્રણ ગતિ તનની કહિ, પાળો પોખો વિધે લાખજી;
નર્કનાય કીડા પડે, થાય અંતે વા ખાખજી. જોજો૦ ૩
કંકુ કેસરને કસ્તુરી, અત્તર અનોપમ સારજી;
ચરચે જે તું અંગને, પખોરશે મુકી ભારજી. જોજો. ૪
હાથે કર્યું સાથે આવશે, ફાવશે નહિં કંઇજી;
કુલ્યો ફરે છે સંસારમાં, ફાંફાં મારીશ ત્યાંયજી; જોજો. ૫
મનને ડાહ્યું રાખીને, તન અર્પીને ઇશજી
મનની દોડ દૂરે કરી, નામ જીનજીને શિશજી. જોજો૦ ૬

---

## ગાયન ૩૮ મું.

( ચેતેતો ચેતાવું તનેરે પામર પ્રાણી. ) એ રાગ.

કાળ તારે શિર ભમેરે, ચેતન પ્યારા.
મનવા તું જો વીચારી, જગમાં ન રહ્યા જારી,
રામ શંભુ કે મોરારીરે, ચેતન પ્યારા. કાળ. ૧
નામ તેનો નાશ થાશે, જનમ્યો તે મરી જાશે.
ઘડી ન રાખી શકાશેરે, ચેતન પ્યારા, કાળ, ૨
જેમ હોલાપર દોડે; બાજ પંખી ડોટ મોડે,
કોઇને ન કાળ છોડેરે, ચેતન પ્યારા. કાળ. ૩
જેની રાજ રિદ્ધિ ભારે, ક્રોડ સૈન સાજ શારે,
કાળને ન કોઈ વારેરે, ચેતન પ્યારા. કાળ. ૪

આવ્યો તો તું મુઠી વાળી, જવું જીવ હાથ ખાલી,
કરે માથાકુટ ઠાલીરે. ચેતન પ્યારા. કાળ. ૫
લખપતી છત્રપતી, ગયા કંઇક કરોડપતી,
દીઠા તેં નયણુવતીરે, ચેતન પ્યારા. કાળ ૬
ચક્રિ હરિ બળ રાયા, ખટ ખંડમાં ન માયા,
બળતી ચેહમાં સમાયારે, ચેતન પ્યારા, કાળ. ૭
જર જોરૂ ને જુવાની, મોહની એ રાજધાની,
દુનિયાં બની દિવાનીરે, ચેતન પ્યારા. કાળ. ૮
ધન ધરણીને ધરા, અંત વેળા થાય પરા,
પુણ્ય પાપ સાથ ખરારે, ચેતન પ્યારા. કાળ. ૯
જીવ તારી જીંદગાની, એક વેળા ધુળધાણી,
કર તું સાચી કમાણીરે, ચેતન પ્યારા, કાળ ૧૦
રેંટ ઘટમાળ જેવો, વારા પછી વારો લેવો;
એક દહાડો સૌને દેવોરે, ચેતન પ્યારા. કાળ. ૧૧
પણ કાયાને ન તજે, પ્રાણિયો ન પ્રભુ ભજે,
સામગ્રી ન રૂડી સજેરે, ચેતન પ્યારા, કાળ. ૧૨
માયા તજી ધ્યાન ધરે, સ્હેજમા સંસાર તરે,
સાંકળો પોકાર કરેરે, ચેતન પ્યારા. કાળ. ૧૩



## ગાયન ૩૯ મું.

રાગ—ધનાશ્રી.

આવે નહિ મન ઠામ, જબલગ આવે નહિ મન ઠામ,
તબલગ કષ્ટક્રિયા સબ નિષ્ફલ, જયું ગગને ચિત્રામ, જ. ૧
કરણી વિના તું કરે મોટાઈ, બ્રહ્મવૃત્તિ તુજ નામ, જ. ૨
આખર ફલ ન લહેગો જયું જગ, વેપારી વીન દામ જ. ૩
મુંડ મુંડાવત સબહી ગાડરીયાં, હરણ રોઝ બનધામ. જ. ૪
જટા ધરાવત ભસ્મ લગાવત; રાસ ભયે વસતુ ગામ. જ. ૫
એતે પર નહી જોગકી રચના, જો નહી મન વિસરામ જ. ૬
ચિત્ત અંતર પરમાતમ કૈસે, કહા જપત મુખ રામ. જ; ૭
વચન કાય ગોપે દ્રઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ. જ. ૮
તામે તું ન લહે શીવ સાધન, જયુ કણુસુને ગામ. જ. ૯
ધ્યાન ધરો કરો સંજમ ક્રીયા, ન ફિરાવો મન ઠામ. જ. ૧૦
ચીદાનંદ ઘન સુજસ વિલાસી, પ્રગટે આતમરામ. જ. ૧૧

---

## ગાયન ૪૦ મું.

(ધિમે ધિમે ચાલોને મારા પ્રાણુરે. એ રાગ.)

મન સીહ ફરે મસ્તાનરે, મન સીહ.
જગ સ્વપ્ન સરીખો એ સાચો નથી,
મિથ્યા મોહ ધરી કેમ મરે મથી ઓ નાદાનરે—મન સીહ.

### સાખી

સંધ્યા રંગ સમ શૃષ્ટિમાં, વૈભવ વીજ ચમકાર
જમરાજની ઝપટમાં, વિણસાતાં શી વાર.
અચાનક સરવેને જાવું તજી, શુંદ્ધ પ્રીતે પ્રભુને તું લેને ભજી.
હરિ ચેત હરામી તું ચેત હજી, ઓ નાદાનરે—મન શીદ.

---

### ગાયન ૪૧ મું.

### પદ ધનાશ્રી.

હે જીવ જુઠા વારંવાર, નિજનું વચન વિચાર. હે જીવ.
ગર્ભ થકી શું કહીને છુટયો તું, કરને યાદ લગાર. હે જીવ.
વિષય વિષનું પાન કરીને, ડુબ્યો તું સંસાર. હે જીવ.
માયા છે મહા ડાકણુ જગમાં, પળમાં કરે ખુવાર. હે જીવ.
આ જગમાં જો હીત વિચારો, નિરખો જગદાધાર, હે જીવ.
કામ રૂપ શત્રુને હણો તો; ઉતરો સિંધુપાર. હે જીવ.
જીવ ઈશ્વરમાં ભેદ જણાએ, જાણો પાપ અપાર; હે જીવ.
ગુરૂ સેવા વીણુ ભ્રમ નહિ જાયે, કરશો યત્ન હજાર. હે જીવ.
માટે મોહન વચન વિચારી, ગુરૂ શરણે જાયાર. હે જીવ,

---

### ગાયન ૪૨ મું.

(વાલા વેગે આવો રે; દયા દિલે લાવો રે—એ રાગ.)

કરી લે કમાઇરે, સજીલે સજાઇરે; તું નિજાત્મને તારવા હોજી.

મોજો કરવા આત્મના મંદિર માંહી (૨) કરી લે—ટેક.

સાખી.

રવિ ઉગ્યે રજની મટે, મટે પાપ પ્રભુ નામ,
સ્વાત્મ કૃપાથી સદ્ય છે, ઉપજે અચળ આરામ;
ભેદુ કહી દે ભેદને, સહેજે મળે સ્વધામ.
સ્વગુણોમાં ગુંથાઈ રે, તું નિજાત્મને તારવા હોજી. કરી લે. ૧

સાખી.

વાતું કર્યેથી નહિં વળે, હૈયામાં ધરી હામ,
સ્વાદ ન સાકર શબ્દથી, કર સુવિચારી કામ;
રમો સત્યના રાજ્યમાં, ઠરો અવિચળ ઠામ,
એ રંગે તું રંગાઈ રે, તું નિજાત્મને તારવા હોજી. કરી લે. ૨

સાખી.

ઠરીએ ત્યાં ડરીએ નહિં, ડરીએ ત્યાં દુઃખ થાય,
ધરીએ ત્યાં ફરીએ નહિ, ફરીએ ત્યાં ફળ જાય;
ઠરીએ જ્યાં મરીએ નહિં મરતાં મોક્ષ પમાય.
જતો ના અકળાઈ રે, તું નિજાત્મને તારવા હોજી. કરી લે. ૩

---

ગાયન ૪૩ મું.

( દાસ પરે દયા લાવો રે—એ રાગ. )

વ્હાણુ વિભુજી ઉગારો રે ?
ભવ દરિયેથી વ્હાણુ વિભુજી ઉગારો.

ભવ અરણવમાં અથડાતું, ગમે તેમ ગોથા ખાતું;
નથી નાથ એકે આરો આરો રે..........ભવ દરિયેથી.
મોહરૂપી મોજા વાગે લોભના ઝપાટા લાગે.
હમે નાત આવી તારો તારો રે........ભવ દરિયેથી.

---

ગાયન ૪૪ મું.

(પિતા શું માનવને અભિમાન પલકમાં ટળી જશે રે-એ રાગ)
અરે જીવ ભમરા ભુલ્યો ભાન, ભમ્યો ભવરાનમાં રે,
ખરેખર નાચ્યો નટ નાદાન, ન થાકયો તાનમાં રે;
માન ગુલતાનમાં રે. અરે જીવ૦
જળતરંગ ઉછરંગ ખલકમાં, આ...આ...આ...રેખરે.
ચળ વાદળ વિખરાય પલકમાં, આ...આ...આ..... રેખરે.
માયામાં મસ્તાન..............................અરે જીવ૦

સાખી.

સંસાર સર આશા કમળમાં, કેદ મધુ કર જીવડો,
ચિંતે કરી પ્રભુ પ્રાર્થના છુટું હવે ભાનું ચડયો;
પણ કાળ ગજ નલિની ઉખેડી આવતાં ભમરો રડયો,
હત ભાગ્ય હાર્યો તેમ માનવ હારશે ભવ બાપડો. અરે જીવ૦

સાખી.

ઉધાન જળધિ પાન પીંપળ વિખરંતા શો વાયદો,
જીવતર યથા જીવ જાણજે એ કાળ કુદરત કાયદો;

ભજ પ્રાણિયા અરિહંતને જે વેદ ભવ રોગો હણે,
આ છંદ સાકળચંદ મહાવીર મંડળી હરખે ભણે. અરે જીવ૦

---

## ગાયન ૪૫ મું.

ધીરાનો રાગ.

જાણુ તું જાવું છે રે, નથી રે રહેવું આ દુનિયામાં,
પાછળ થશે પસ્તાવું રે, ગયા ન દીઠા સુપનીયામાં જાણુ. ૧
જેમ કુશાગ્રે પાણીનો બિંદુ, ટકે ન ઝાઝી વાર,
આવખું તારૂં એમ અથીર છે, થા ધર્મ વિષે હુંશિયાર;
હીમત મન રાખોરે, હારવું ન આ દુનિયામાં. જાણુ. ૨
મગરૂરીમાં માનવી તું, કહે છે મારૂં મારૂં;
અંતર જ્ઞાન વિચારતાં, ભાઈ! કોણ જગતમાં તારૂં,
સહુ એ સુખમાં બેલીરે, છીટે તો થશે દુઃખનિયામાં. જાણુ. ૩
જે નર હસ્તીને ખંધે ચડીને, ઢળાવતા ચામર છત્ર,
આજ્ઞા અંગિત એ ઉભા હતા, અનુચરે પણ તત્ર;
એવાના નથી પત્તારે, ગયા શોખ તજી આ દુનિયામાં જાણુ. ૪
રાજા રાવણ સરીખા કોટિ, ગયા જુઓ ભુપાળ;
અમર તો થૈ કોઈ ન રહ્યા, તું તારૂં સંભાળ,
કેવળ મુનિ કહે છે રે, વિચાર વિરા જોબનીયામાં. જાણુ. ૫

---

## ગાયન ૪૬ મું.

( રહી એકલી મેરી જાન. રાગ. )

દુર્જન સુજન ન થાય જગમાં, દુર્જન સુજન ન થાય. ટેક૦
પ્રીત ધરીને વાવે લીંબડો, ગંગાજળ સિંચાય,
જાત સ્વભાવ તજે નહિં તેની, કટુતા કદિ ન જાય. જ૦ ૧
ગર્ધવ શ્રી ગંગાજી જઈને, નિત્ય કદાપી નહાય,
મંત્ર તંત્ર ઉપચાર કરે પણ, ગર્ધવ ગાય ન થાય. જ૦ ૨
અમૃત આરોગે વાયસ, વિષ્ટા વિણુ તૃપ્ત ન થાય,
બગલો બેસે માન સરોવર, પણ નહિ હંસ ગણાય. જ૦ ૩
સાકર ખર જો ખાય કદાપી, તેનું મૃત્યું થાય,
ભુજંગને પયપાન કરાવે, તેથી ઝેર પમાય. જ૦ ૪
સંત સમાગમ કરે હમેશા, પણ નહિ અર્થ સધાય,
સવ શાસ્રનું શ્રવણ કરે પણ, જીવપણું નહિ જાય. જ૦ ૫
શ્રુતિ શાસ્રમાં મોહન જનના, માટે સર્વ ઉપાય,
મધુ બિંદુ સિંધુમાં નાખે, સિંધુ મધુર ન થાય. જ૦ ૬

---

## ગાયન ૪૭ મું.

રાગ ધનાશ્રી.

સમજ વિના જીવને સુખના મળે,
ગુરૂ વિના દુઃખના ટળે. સમજ વિના. ટેક.
બુદ્ધિ વગરનું મુર્ખ માછલું, જપને કાંટો ગળે. સ૦ ૧

ખરચે કે નહિં ખાય વાંઝીયો, નિત નિત બમણું રળે. સ૦ ૨
ભક્તિ વ્રત કરી ઉમર ગુમાવે, પણ નહિં દેવ ફળે. સ૦ ૩
થયો મરજાદી ચહે આબાદી, ના ઉર તૃષ્ણા ટળે. સ૦ ૪
સત્ય સ્વરૂપ પિછાને સંતજન, નુગરા કદી ના કળે. સ૦ ૫
પથ્થર સાથે પ્રિત કરે પણ, ચેતનને ના મળે. સ૦ ૬
લાંચ ખાય પણ લસણ ન ખાએ, જઈ ભક્તિમાં ભળે. સ૦ ૭
મોહ ન તજે પણ મોહ વધારે, એથી કાંઇ ના વળે. સ૦ ૮

---

## દેહાભિમાન તજવા વિષે.

### ગાયન ૪૮ મું.

( ભેખરે ઉતારો રાજા ભરથરી. ) એ રાગ.

શું રે ભર્યું છે શરીરમાં, વેગે કરતું વિચારજી,
અનુભવ અંતરમાં થશે, ત્યારે સમજીશ સારજી. શું૦
કસ્તુરી કે કેસર નથી, નથી કુસુમ કપુરજી,
અતર કે અર્ગજા નથી. નથી ગંધ મધુરજી. શું૦
માંસ રૂધીર રસ મેદને, મળ મૂત્ર ભરેલજી,
મજ્જા અને નસ નાડિઓ, માથે ચર્મ મઢેલજી. શું૦
અપવિત્ર એવા પદાર્થનું, એ છે અદભુત કામજી,
પેદા થયું અપવિત્રથી, લેતા લાજીએ નામજી. શું૦
લાળ ને લીંટ પડયા કરે, ઘામે વાળે છે ઘાણુજી,
દેખાય છે નિત્ય દ્રષ્ટીએ, ખોટી વસ્તુની ખાણુજી. શું૦

દુર્ગંધે ગંધાય છે, રોગ હોવનું ધામજી,
પ્રાણ ગયા પછી કોઇને, કશુ આવે ન કામજી, શું૦
ઉત્તમ અન્નને વસ્ત્રનો, દુષ્ટ વાળે છે દાટજી,
અંતરમાંહિ અપાર છે, ક્રોધ કામના કાટજી. શું૦
હાડકાનું હાય પાંજરૂ, તેનું શું અભિમાનજી,
કેશવ તે કેમ તું થશે, ભૂલી જા નહિ ભાનજી. શું૦

---

## મન પ્રત્યે.

### ગાયન ૪૯ મું.

( સુંદર શામળીયા નામ જપીશ નિત્ય તારૂં.) એ રાગ.

ઓ મનડા મુરખા? માન કહ્યું રજ મ્હારૂં,
નાહક ના ધુળ ખા? અરે? થશે શું ત્હારૂં? ઓ૦
પાતાળે ચંચળ થઇ પેસે, પ્હાડપર પળમાં જઈ બેસે.
આભની ખબરો પણ લેશે; પાણીમાં પણ સ્હેજ પ્રવેશે.
પ્રભુ ભજવું નહિ પ્યારૂં? ઓ.
ચેત ચેત અવસર આ જાયે. પ્રભુ ભજવાથી દુઃખ દુર થાયે,
માયામાં તું કાં લપટાયે, શંકરની જો શીખ મનાયે;
તો ભજ પરમ કૃપાળુ? ઓ.

---

### ગાયન ૫૦ મું.

(તેં તો ઘટમાં ઘર કીધું વાલમ વરણાગિયારે.) એ રાગ.

આ જગનો ત્રાતા તું એકજ જાણજેરે—એ ટેક,
ભ્રમિત થઈ શું જ્યાં ત્યાં દોડે, દુષ્ટ સાથ માથું કાં ફોડે,
અક્કલ ખરચી લગાર તું શાણો થજેરે—આ જગનો.
ઉપાસનામાં લીન થવાથી, જ્ઞાન ઉપજશે અંતરમાંથી,
પ્રપંચ છોડી વિશુદ્ધતામાં આવજેરે— આ જગનો.
ઉત્તમ પ્રભુતા સમજી લેજે; અવર પંથમાં ધ્યાન ન દેજે.
અરૂં ગમે તો સત્ય ભાવના લાવજેરે. આ જગનો.

---

આત્માને શીખામણ વિષે.

### ગાયન ૫૧ મું.

(પ્રભાતના પો'રમાં દીઠા ડાકોરમાં એ રાગ.)

ખાલી મરમાં મથી, બાજી તારી નથી;
શુણ કહું છું કથી, વાત સારી, ટેક.
દ્રવ્ય તારૂં રહ્યું, રહેશે સઘળું પડયું,
જાગી જોને જરા તું વિચારી. ખાલી.
મન આશા તણા, દોર લાંબા ઘણાં,
તું કરે છે સદા શું જ ધારી. ખાલી.
રહેવું અહીંયા નથી, મન જાણે નકી,
આવશે કાલ જો કાળ સ્વારી. ખાલી.

કેમ ભુલી ગયો, કેમ ઘેલો થયો,
કેમ મુકયા પ્રભુને વિસારી. ખાલી.
ભાવે ભક્તિ કરી, પાર જા ઉતરી,
પાપના પોટલાં ઠેશ મારી. ખાલી.
કે ત્રિભુવન તને, છોડ મમતા અને,
રીત સઘળી કહું છું વિચારી. ખાલી.

---

## આવો અમુલ્ય અવસર ફોગટ કોણ કાઢે?

### ગાયન પર સું.

( આવીરે રંભા જાણી જાવા કેમ દઈએ. ) એ રાગ.

આવો આ અવસર, ખાલી જાવા કેમ દઈએ. ટેક.
દશ દ્રષ્ટાંતે દુર્લભ એવો, પામ્યા નર અવતાર;
સત્યા સત્યની સમજણ કરી લે, સાધન કરવા સારરે. આવો. ૧
આત્મ શ્રેય કરવાના સઘળા સાધન મલ્યા શ્રીકાર.
જાગી જા લાગી જા ધંધે, ધરી પ્રભુપર પ્યારરે. આવો. ૨.
કલ્પતરૂને કોણ ઉખેડી! વાવે બાવળ વૃક્ષ.
ગજ છોડી ગર્દભે કોણ બેસે, દિલમાં હોયે દક્ષરે. આવો. ૩
ધમ રૂપ ધન મેળવવાનો, બહુ વખત બારીક.
વહેલો તું વળગી જા ધંધે, બધી તજીને બીકરે. આવો. ૪
સમજણ કરી લે સંત મેળવી, થા ગંભીર ગુણવાન;

સમ દ્રષ્ટિથી બની હુંવાળો, તજ અંતર અભીમાનરે. આવો. ૫.
તજ તૃષ્ણા ભજ પ્રભુને ભાવે, સજ સાચા શણગાર,
સંત શિષ્ય આ સમય મળ્યો છે, કર આતમ ઉદ્ધારરે. આવો. ૬

---

## દુખ પડતાં કકલાટ કરવો નહિં તે વિષે.

### ગાયન ૫૩ મું.

( સહીયર દુઃખ શું દાખવું ) એ રાગ.

કકલાટ કોઈ રે કરો નહીં, પડતાં દુઃખ અપાર,
સરવે સજ્જન મન માનજો, પુર્વના સંસ્કાર. કકલાટ.
દોશ છે આપણાં દૈવનો, નથી કોઈનો લગાર,
બીજાથી એ બનતું નથી, ખાલી મળોનાં ખુવાર. કકલાટ.
કોઈરે કહે કે આથી થયું, તે તો જુઠું તમામ;
શાસ્ત્રો વાંચો શ્રવણે ધરો, તેમાં કોનું છે નામ. કકલાટ.
દુઃખ પડે ત્યારે માનવી, કરશો નહીં હાય વોય,
હોનારી તે જગ હોય છે, અણુ હોનારી ન હોય. કકલાટ.
દુઃખમાં દીલાસાને રાખવો, રૂડા હૃદયની માંય,
જેથી જગદીશ્વર કોકદિ, કરશે આપણી સહાય. કકલાટ.
ત્રિભૂવન શિખ મન માનજો, કકલાટ કરનાર,
કકલાટે સુખ નહીં સાંપડે, એવો મારો વિચાર. કકલાટ.

---

## સહવાસ સંબંધી શોકશમન.

### ગાયન ૫૪ મું.

( એવીરે રંભા જાણી જવા કેમ દઇએ. ) એ રાગ.

પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઇ ?
કોઇ કયાંહિથી કોઈ કયાંહિથી આવે તેમ તણાઇ; પંખી૦
તુટે સાથ સર્વનો જયારે, ખરચી જાય ખવાઇ;
કોણ સદૈવ રહે છે સાથે, પ્યારામાં પથરાઇ ? પંખી૦
દૂર રહીને દોરી ખેંચે, કડો કાલ કસાઈ;
જૂદું જૂદું સૌને જાવું, ઘાટ વિના ઘસડાઇ; પંખી૦
કોનાં સુત દારાને સેવક, કોના બાંધવ બાઈ;
જુઠી માયા જુઠી કાયા, જુઠી સર્વ સગાઇ; પંખી૦
સ્નેહ અને સબંધ રડાવે, અંતરમાં અથડાઈ;
શોક તજો શાન્ત રહો શાણા, કેશવ હરિગુણ ગાઈ. પંખી૦

---

## મરવું મિથ્યા નથી માટે સાર્થક કર.

### ગાયન ૫૫ મું.

ત્રોટક છંદ.

મરવું મરવું, મરવું જન છે,
સમજી મનમાં શુભ એ શીખ લે;
નથી અંગ સદા, અહિંયા ટકવું,

દિન નિશ કહું ઇશને રટતું. ૧

ભરૂંસો ઘડીનો, મનનાં કરજે;
અમિની શિખ આ, મન તું ધરજે;
કર પુણ્ય સદા, કરથી ઝટતું,
દિનનિશ કહું ઇશને રટતું. ૨

નદી તોય સમું, વય જાય વહ્યું,
મનથી સમજે, નિજનુંજ કહ્યું;
નથી કોઇ થકી, મરવું હઠતું,
દિનનિશ કહું ઈશને રટતું. ૩

ઈશ નામ થકી, જગ છે તરવું,
ઇશ નામ વડે, મટશે મરવું;
સમજી મનમાં, કહું લે ઝટતું,
દિનનિશ કહું, ઈશને રટતું. ૪

નરકે વસવું, ઇશ નામ વિના;
સમજો મનમાં, ખરી એજ બિના,
સુર લોક મળે, ઈશને ભજતું;
દિનનિશ કહું, ઇશને રટતું. ૫

જર, દાર અને, ઘરબાર ઘણાં,
શુભ બાગ જમી, નથી તુજ તણાં;
સમજે નથી, આપ તણાં પટતું,
દિનનિશ કહું, ઈશને રટતું. ૬

તનથી, મનથી, બનતું કરજે;
ધન ધાન કહું, ઠીક વાપરજે,
મમતા મનથી, સરવે તજતું;
દિનનિશ કહું, ઈશને રટતું. ૭

---

## ગાયન પદમું.

( હીરા માણેકને મારે શું કરવું છે. ) એ રાગ.

ધન રળવું છે મારે ધન રળવું છે,
પુત્રો પરિવાર માટે ધન રળવું છે.–ટેક.
એવી ખોટી રાખી આશા મારૂં મારૂં મનમાં માને, (૨)
ખાલી મુઠીએ જીવડા તારે તો જવું છે. પુ૦
મેડી મહેલા તું તારી પડીરે રહેવાની આહીં (૨)
સ્મશાન ભુમી માંહે તારે ઠરવું છે. પુ૦
વસાલંકાર તારા સાથ નહીં આવે ભાઈ (૨)
ધખતા અંગારા માંહે તારે બળવું છે. પુ૦
સગાંને સબંધી તારા સાથે રહી બાળે તુજને. (૨)
માટી સંઘાતે નક્કી તારે મળવું છે. પુ૦
પુરૂષોતમ કાયા માટી માટી માંહે મળવાની છે. (૨)
પ્રભુ ચરણ માંહે શીર ધરવું છે. પુ૦

---

## ગાયન ૫૭ મું.

( ગીરધારીરે—એ રાગ. )

સમજાવું રે તોએ મન પતંગ ન માને,
જાયે બળવા ઉડી પરાણે;
શું વારૂંરે બાઝે એ અનેક બાને,
નવ સારૂં નરસું પીછાણે.
રે પતંગ પામર પ્રાણીરે,
સુણી હીતકારક આ વાણીરે.
લે તત્વ તરત કાંઇ તાણીરે,
અજ્ઞાનીરે ભમતો શું બે ભાને જાયે૦ ૧
ભાઈ કાયારે તારી ભડભડ બળશે,
રાખ રાખ માંહીરે મળશે;
એ પીડારે શી રીતે સહવાશે,
પછી પાછળ તું પસ્તાશે.
તું પહેલેથી જો ચેતેરે,
તો ઝાળ થકી રહે છેટેરે;
સ્વલ્પ લાલચમાં રખે લેટેરે,
સંસારનીરે ઝાળનું બળ નવ જાણે, જાયે. ૨
રંગ બેરંગીરે પાંખ આ સુંદર બળશે,
તારી ચપળ ગતિ પણ ટળશે;

નવ સમજીશ રે સગા સબંધી તારાં,
હાથે કરી એ હામી દેનારા;
જા દોડી તું એક સાસેરે,
તે જ્ઞાન દિપકની પાસે રે;
ત્યાં અદ્ભુત શાંતિ થાશેરે,
શીવપુરીએરે નવીન ઝડપ પહોચાડે. જાયે. ૩

---

## ગાયન ૫૮ મું.

( આવો આવો સ્વામી મારા. પલંગે પધારો. )—એ રાગ.

ભજીલે પ્રભુને ભાવે, ટળે ભવભીતિ;
અળગી કરીને નીચ, અધમ અનીતિ. ભજીલે, ટેક.
પ્રેમને જમાવી પૂર્ણ, પ્રાપ્ત કરી પ્રીતિ;
રેડી રસ હૃદયનો, રૂડી રાખ રીતિ. ભજીલે૦
મળી જવા માલીકને, મેળવી લે મિતિ;
વાતો કરવામાં જાય, વખત ન વીતિ. ભજીલે૦
તાદાત્મક ભાવે તેની, ગાવી ગુણ ગીતિ;
જીવન જગાડ હવે, જન્મ જવા જીતિ. ભજીલે૦
ભજ પ્રભુ તજ દોષ, નિભાવજે નીતિ;
સંત શિષ્ય સ્મરણથી, સુધારી લે સ્થિતિ. ભજીલે૦

---

### ગાયન ૫૯ મું.

( આંખ વિના અંધારૂંરે, સહાય મારે. )

પંખી વિના કોણ મ્હાલેરે,

પાંજરીઆમાં પંખી વિના કોણ મ્હાલે એ, ટેક.

હંસા પાંજરીયું તારૂં, નથી કાયમ રહેનારૂં;
જાણું ન પડશે આજે કાલેરે, પાંજરીઆમાં. ૧

જબ ગયા પંખી ઉડી, પડી રહ્યા માળા મુડી.
ભમરા આવીને ટોટો ઝાલેરે. પાંજરીઆમાં. ૨

વેપારી ઉઠી ચાલ્યો, હાટ મુકીને હાલ્યો;
દેણા લહેણાનો હિસાબ આલેરે. પાંજરીઆમાં. ૩

ધમણ ધખતી રહી છાની, અંતરની અગની બુઝાણી;
કોડ મુકીને લવાર ચાલેરે, પાંજરીઆમાં. ૪

પરણી ડહેલીથી વહેલી, સ્હે લગી સગા સબંધી;
ખાલી પાંજરીયુ ખોહરી બાળેરે. પાંજરીઆમાં. ૫

(પંજર સાકળચંદ ગાવે, ભજ મન પ્રભુને ભાવે;
જન્મ મરણનાં ફેરા ટાળેરે. પાંજરીઆમાં. ૬

---

### ગાયન ૬૦ મું.

બીલાવર રાગ.

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, ભમિયો દિવસને રાત;
માયાનો બાંધેલ પ્રાણિયો, ભમે પરિમલ જાત. ભુલ્યો. ૧

કુંભ કાચોરે કાયા કારમી, તેહના કરોરે જતન;
વિણસતાં વાર લાગે નહિં, નિર્મળ રાખોરે મન. ભુલ્યો. ૨
કેનાં છોરૂ કેનાં વાછરૂ, કેનાં માય ને બાપ;
અંતે જાવું છે એકલું, સાથે પુન્ય ને પાપ. ભુલ્યો. ૩
જીવને આશા ડુંગર જેવડી, મરવું પગલાંરે હેઠ;
ધન સંચી સંચી કાંઇ કરે, કરો દેવની વેઠ. ભુલ્યો. ૪
ધંધો કરી ધન મેળવ્યું, લાખો ઉપર ક્રોડ;
મરણની વેળા માનવી, લીધો કંદોરો છોડ. ભુલ્યો. ૫
મુરખ કહે ધન માહરૂં, ધોખે ધાન ન ખાય;
વસ્ત્ર વિના જઇ પોઢવું, લખપતિ લાકડા માંય. ભુલ્યો. ૬
લખપતિ છત્રપતિ સવિ ગયા, ગયા લાખ બે લાખ;
ગર્વ કરી ગોખે બેસતા, સર્વ થયા બળી રાખ. ભુલ્યો. ૭
કેઇ ચાલ્યારે કેઈ ચાલસે, કેઇ ચાલણ હાર;
કેઇ બેટારે બુઢા બાપડા, જાએ નરક મઝાર. ભુલ્યો. ૮
જે ઘેર નોબત વાગતી, થાતા છત્રીસે રાગ;
ખંડેર થઇ ખાલી પડયાં, બેસણ લાગ્યાં છે કાગ. ભુલ્યો. ૯
રાતનો ભુલ્યોરે માનવી, દિવસ મારગ આય;
દિવસનો ભુલ્યોરે માનવી, ફિર ફિર ગોથાં ખાય. ભુલ્યો. ૧૦
સદ્ગુરૂ કહે વસ્તુ વોરિએ, જે કાંઇ આવેરે સાથ;
આપણો લાભ ઉગારિએ, લેખું સાહિબ હાથ. ભુલ્યો. ૧૧

## ગાયન ૬૧ મું.

(જંજાળી જીવડે મુક્તિની જુક્તિ ન જાણી.)—એ રાગ.

પંથીડા પ્યારા મુસાફરખાનું ન તારૂં,
ઉચાળો ભરશો અણુધાર્યો નિરધારૂં. પંથીડા,
ઝાકળ ગોટો જળપરપોટો, ખેલ જગતનો ખોટો,
કાયા કાચો કુંભ પકડશે, કાળ કંઠનો ટોટો રે. પંથીડા.
પર્ણકુટીમાં રહ્યો મુસાફર, કાયમનો હક માની,
પવન પ્રચંડે પડે કુટી તવ, જાય મુસાફર ભાગી રે. પંથીડા.
અવધે જીર્ણ ઝરૂખો પડશે, નિશ્ચે હંસા જાણો;
નવીન મહેલ કદી વાવાઝરડે, પડે અચિંત્ય અજાણ્યો રે. પંથીડા.
એક દિન જીવ વિના કાયાની, તાણી બાંધશે ઝોળી;
સ્વજન સંબંધી ફુંકી બાળશે, જેમ ફાગણના હોળી રે. પંથીડા.
પંથીડા પરદેશ જવાનું એક દિન નિશ્ચે જાણો,
સાકળચંદ કહે સત્સંગે, જગનો નાથ પિછાણો રે. પંથીડા.

---

## ગાયન ૬૨ મું.

ભૈરવી ગઝલ.

ભમણુ ભૂંસાય ભક્તિથી ભલે ભગવંતને ભજ તું,
ભરી લે ભક્તિનો ભંડાર, ભજીલે ભાવથી પ્રભુ તું;
ભમ્યો ભૂંડા ચોર્યાસીમાં, પડયો છે પાપ રાસીમાં.
મળ્યો માનવનો અવતાર, સફળ કરવા પ્રભુ ભજ તું;

રહ્યો રાચી શું કાયામાં, અને સંસાર માયામાં,
હઠાવા પાપની ખાતર, બની મસ્તાન પ્રભુ ભજ તું;
અજ્ઞાને અંધ ના બન તું, આતમ જ્ઞાન મન ધર તું,
આત્મા શુધ્યતો કરવાં, હવે નિશ્ચે પ્રભુ ભજ તું.
હવે ના ધ.ર કાયાને, તજી દે ક્રોધ માયાને,
અચળ વ્રતી ધરી લીનતા, ખરા ભાવે પ્રભુ ભજતું;
પીતા માતા બેની ભાર્યા, ન કોઈએ કોઇને તાર્યા,
પ્રભુ વિના ન તારક કોઈ, તો તરવા પ્રભુ ભજતું.
ભવિષ્ય કોઈના જ.ણે, જો જમડા જીવડો તાણે;
અખંડ ભક્તિથી વશ કરવા. ખરા ભાવે પ્રભુ ભજ તું.

---

## ગાયન ૬૩ મું.

(મ્હારા હૈયા કેરા હાર નજર ક્યાં આવશોરે—એ રાગ.)

સમજાવું હું સમજ સખા તું સાનમાંરે,
મીજાજ તું મેલીદે મનનો, ઘડી ભરૂંસો નથી તુજ તન નો;
મરડામાં તું મુંઢપણાથી માનમાંરે. સમજાવું. ૧
અસંખ્ય જન્મ ધર્યા ધરણીના, નીલ ફુલ પાંચે વરણી ના,
દુરીત દ્રષ્ટિથી આવ્યો નહિં, અવસાનમાંરે, સમજાવું, ૨
ઘણા વરસ ધન રસમાં ગાળ્યાં;
પાવક બની બહુ પ્રાણ પ્રજાળ્યાં,
તરફડીયો તું તિમિરપણાના તાનમાંરે. સમજાવું, ૩

જગત પ્રાણુનો જન્મ ધરીને, સમય ગુમાવ્યો ફરી ફરીને,
વાત બધી તું ધરી રાખજે ધ્યાનમાંરે, સમજાવું. ૪
મળ્યો જન્મ આ મહા સંકટથી,
વિચાર કર વહાલા તુજ ઘટથી,
આથડમાં તું અંધ બની અજ્ઞાનમાંરે. સમજાવું, ૫
સંત તણો સેવક સંભળાવે. ભવીક જીવને ભરપુર ભાવે,
ગયો વખત નહિં આવે, કહું છું કાનમાંરે. સમજાવું. ૬

---

## ગાયન ૬૪ મું.

( ધારણી મનાવેરે મેઘ કુમારનેરે"—એ રાગ. )

કાંઇ નવિ ચેતોરે ચિત્તમાં જીવડારે, આયુ ગળે દિન રાત.
વાત વિસારીરે ગર્ભવાસનીરે, કુણ કુણ તારી જાત. કાંઈ, ૧
દોહિલો દીસેરે માનવ ભવ તણોરે, શ્રાવક કુળ અવતાર.
પ્રાપ્તિ પુરીરે ગિરવા ગુરૂ તણીરે,
તુજ ન મળે વારંવાર. કાંઈ. ૨
તું મત જાણુરે ધન માહરૂંરે, કુણુ માતા કુણુ તાત,
આપ સ્વાર્થે સહુ કોઇ મળ્યુંરે, મકર પરાઈ તું વાત. કાંઈ. ૩
પુણ્ય વિહુણારે દુઃખ પામે ઘણારે, દોષ દીએ કીરતાર,
આપ કમાઈ પુરવ ભવ તણીરે, ન મિટે તેહ લગાર, કાંઇ. ૪
કઠિણ કરમને અહર્નિશ જે કરેરે, તેહનાં ફળ જે વિપાક.

હું નવી જાણુંરે કુણુ ગતિ તાહરીરે,

તે જાણે વીતરાગ. કાંઇ ૫

તેં દુઃખ સહ્યાંરે બહુ રમણી તણાંરે, અનંત અનંતીપાર.

લબ્ધિ કહેરે જે જીનને ભજેરે, તે પામે મોક્ષ દ્વાર, કાંઈ. ૬

---

## ગાયન ૬૫ મું.

(મોર બપૈયા બોલે પીયુ બનમે—એ રાગ.)

ખબરદાર બંદા ખબર લે ઘટકી,
કાળ પલકમાં દેશે પટકી. ખબરદાર. ૧
ફોગટ વિશ્વના ફંદે ફશીને,
ફટકેલ બુદ્ધિ ગઈ તુજ ફટકી. ખબરદાર. ૨
વિધ વિધ ભોગ વૈભવ આ તારો,
ચેત ચતુર દિન ચારની ચટકી, ખબરદાર. ૩
મારૂં મારૂં કરીને મરે પણ,
આખર કામ ન આવત કટકી, ખબરદાર. ૪
અંધ બની અભિમાન વસે કરી,
સીદ ભરે શીર પાપની મટકી. ખબરદાર. ૫
વ્હાલા વિષયને મનથી ગણે પણ,
છેવટ છળ કરી જાસે છટકી. ખબરદાર. ૬
શીથીલ ભયે, ગાત્ર ગતિ ભઇ થંડી,
ઇંદ્રીય ગણથી રહીશ તબ અટકી. ખબરદાર. ૭
પરવશ પડીઓ દેહ જબ પ્રાણી,

સત્ય સમો રહેશે સરવને ખટકી. ખબરદાર. ૮
અંતે કોઈ ન બેઠું બોલાવે,
જીવવું આશના પાશમાં લટકી. ખબરદાર, ૯
શું વિચારી જો જરા મનમાં,
ભવ સાગરમાં મરે સીદ ભટકી. ખબરદાર. ૧૦
આશા છોડી અવિનાસી પેં,
સુરતા સાંધ જયું દોરપેં નટકી, ખબરદાર. ૧૧
સદ્ગુરૂ ચરણે પ્રિતી ધરી દ્રઢ,
હરિ જગ જાળને દેને તું ઝટકી. ખબરદાર. ૧૨

---

ગાયન ૬૬ મું.

રાગ ધનાશ્રી.

સમજ પ્રાણી મનમાં વિચાર કરી, નરતન નાવે ફરી.
મંદીર મેડી માલ ખજાના, દોલત રહેશે ધરી. સ૦ ૧
પુત્ર અને સ્ત્રિ ધન છોડીને, જવું છે જરૂર મરી. સ૦ ૨
અંત સમે કોઈ કામ ન આવે, વાત કહુંછુ ખરી, સ૦ ૩
જુઠુ બોલે જુઠુ ચાલે, સત્ય વદે ન જરી. સ૦ ૪
માયા માટે ભજન કરે છે, ઉર દુર્બુદ્ધિ ભરી. સ૦ ૫
આત્મારૂપે હરિ નહિં જાણ્યા, જનની ભારે મરી. સ૦ ૬
કપટ તજી ગુરૂ શરણુ ગયા વિના, કોણ ગયુ છે તરી. સ૦ ૭
માટે મારૂ માની- મોહન, મમતા મેલ પરી. સ૦ ૮

---

## ગાયન ૬૭ મું.

### ગઝલ.

ચીવટ રાખી પ્રભુ ભજને, જગત છે ઝાંઝવા જેવું,
દમન આ દેહનો થાશે, નથી સાથે કશું લેવું;
મગન મનમાં નહિ થાતું, અરે દિન એકતો મરવું;
છતાં કાં લાગ જાવા દે ? પ્રભુનું નામ દઈ તરવું.
સગાં વ્હાલાં લઈ સાથે, નથી તું ભાઈ જાવાનો,
સકળ ધન તો ભર્યું રહેશે, પછી ત્યાં શું બતાવાનો.
ભરી લે ભક્તિના લાડુ, અવલ એ કામમાં આવે,
પછી ના રાખ તું શંકા, ખજાને ખોટ ના જાવે.
લખી લેજે હૃદય "શંકર" તણી આ શીખ છે સારી;
સફળ થાશેજ જન્મારો, રટણ કર કૃષ્ણ ગીરીધારી.

---

## ગાયન ૬૮ મું.

### આશાગોડી રાગ.

સંસાર છે દુઃખદાઇ અહો બંધુ સંસાર છે દુઃખદાઈ. એ ટેક.
જન્મ જરાને મરણ તણુતો, ભય અગણીત છે ભાઈ. અહો. ૧
રોગ સોગ વિજોગ ઘણેરા, શું રાચે છે લોભાઇ. અહો. ૨
પરીજન સારૂં કર્મ કરે છે; પણ સ્વારથની સગાઇ. અહો. ૩
લાડીને ગાડી સાથ ન ચાલે, જાતાં પરભવ માંહી. અહો. ૪
મંદીર મેડી માલ ખજાના, મેલી જવા તે આંહી. અહો. ૫

ક્રારીસું સુખ જાણી ભવીપ્રાણી, ધર્મ કરો ચીતઠાઇ. અહો. ૬
વીરમુની કહે વીર પ્રભુને, ભજતાં સુખ સદાઇ. અહો. ૭

---

### ગાયન ૬૯ મુ.

( કુંવરી કુંવર મારા લાડકા—એ રાગ. )

ડાક ડમાક છોડી ચાલવું, ઢોલ વાગશે સહિ;
હાડ જશેરે ટુટી જીવડા, લાગ મળશેરે નહિ. ડાક૦ ૧
ભાર વહિ વહિ વૈંતરા, સાર ભેગુંરે કીધ;
ઈજત ખોઈ ઘડી એકમાં, જો હાથે નવ દીધ. ડાક. ૨
જાણ્યુ જરૂર રે જીવડા, નથી તારૂંરે કોઈ;
દેહ નથી તારી તાહરી, માટે ચાલજે જોઇ. ડાક. ૩
માત પિતા બંધવ વળી, મામા મામીને ફોઈ;
મુખ વિકાસીને બેસશે, રહેશે બે ઘડી રોઈ. ડાક. ૪
કાકા કાકી ફુઆ ફુલતુ, મિત્ર પુત્ર પરિવાર;
હા.? હા? હુ હુ કરી નાચશે, માટે રહે ખબરદાર. ડાક. ૫
ચકલા તે સુધી વળાવીને, વળશે નર નારી સાથ;
પુરૂષ લઇ સ્મશાનમાં, બાળશે હાથો હાથ. ડાક. ૬
દશ દ્રષ્ટાંતે દોહિલી, કહિ સુત્રે જેહ;
નદી પાષાણ ન્યાયે કરી, પામ્યો મનુષ્ય દેહ. ડાક. ૭
આરજક્ષેત્ર પામ્યો વળી, પામ્યો સમકિતી કુળ;
હવેરે સુકૃત કર જીવડા, નહિ તો થાશે એ ધુળ. ડાક. ૮

માટે કહ્યું મારૂં માનીને, રાહ્યું રાખીને મન;
ભજ શ્રી પંચ પરમેષ્ટીને, જે છે સાથેનું ધન. ડાક. ૯

---

## ગાયન ૭૦ મું.

### પ્રસ્તાવિક દોહરા.

આવે પ્રાણી એકલો, જાય એકલો આપ;
સાથી પુત્ર કલત્ર નહિ, સાથ પુણ્યને પાપ. ૧
પ્રપંચથી પેદા કરે, સ્વજન ખાય લેઈ લાગ;
સુખ દુઃખ ભોક્તા પ્રાણીયો, સ્વજન ન લે કાંઇ ભાગ. ૨
પુત્ર મિત્ર તુજ દેખતાં, થયા લાખ જન રાખ;
એક દીન જીવડાં આપણે, બળી થવું છે ખાખ. ૩
ક્ષણ ક્ષણ આવરદા ઘટે, ઘટે દિવસ ને રાત;
આજતણું હમણાં કરો, કાલ તણી શી વાત ? ૪
ભોગ દેઇ લખ પ્રાણનાં, વસુમતી કરી નિજ હાથ;
રાય--રંક ક્ષણમાં ગયાં, ગઇ ન પૃથ્વી સાથ. ૫
છત્રપતિ લખપતિ ગયા, ગઈ ન ઋદ્ધિ સાથ;
જાલમ જોદ્ધા સબ ગયા, ખંખેરી દોય હાથ. ૬
કાદવ કીટ સમ માનવી, લેશ ન કર અભિમાન;
હું તું આ સંસારમાં, બે દીનનાં મેમાન. ૭
સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ. ૮

માટે ભક્તિ સ્તુતિ થકી, જપ જીવડા પ્રભુ નામ;
સદાચાર પાળી સદા, કર પરમારથ કામ. ૯
દ્રોહ ન કરવો પારકો, સૌ જીવ બંધુ સમાન;
દયા દાન ઇંદ્રિય દમન, જીવન મુક્ત જીવ જાણ. ૧૦

---

ગાયન ૭૧ મું.

(ઉપદેસી દોહરા.)

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત,
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત. ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણ ખેત,
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત. ૨
હીશ ગમાર તું ફોગટ થઈશ ફજેત,
હવે જરૂર હુંશિયાર થઈ, ચેત ચેત નર ચેત. ૩
તન ધન તે તારા નથી, નથી પ્રિયા પરણેત.
પાછળ સૌ રહેશે પડયા, ચેત ચેત નર ચેત. ૪
પ્રાણ જશે જ્યાં પીંડથી, પીંડ ગણાશે પ્રેત,
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત. ૫
રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત,
તું તો તરણા તુલ્ય છો, ચેત ચેત નર ચેત. ૬
રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ કયાં, ચેત ચેત નર ચેત. ૭

કાળા કેશ મટી ગયાં સર્વે બનીયા શ્વેત,
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત. ૮
માટે મનમાં સમજીને વિચારીને કર ચેત,
ક્યાંથી આવ્યો ક્યાં જવું, ચેત ચેત નર ચેત. ૯
શુભ શીખામણ સમજતો, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત. ૧૦

---

વિર બાળકની પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

ગાયન ૭૨ મું.

દોહરા.

હે પ્રભુ ? હે પ્રભુ ? શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંત નું, ભાજન હું કરૂણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ. ? ૨
નથી આંજ્ઞા ગુરૂ દેવની, અચલ કરી ઉરમાંહિ;
આપ તણો વિશ્વાસ દ્રઢ; ને પરમાદર નાંહિ; ૩
જોગ નથી સતસંગનો. નથી સત્ સેવા જોગ,
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪
'હું પામર શું કરી શકું,' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫
અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલિત ભાવ,

અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬
કેવળ કરૂણા મુર્તિ છો દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૭
અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મુક્યું નહિ અભિમાન. ૮
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યા અનેક;
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૯
સહુ સાધન બંધન થયાં, રહયો ન કોઇ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય? ૧૦
પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૧૧
અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય.? ૧૨
પડી પડી તુજ પદ પંકજે, ફરી ફરી માગું એજ;
સદ્ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ, ૧૩

# પરચુરણ સ્તવનો.

## ગુરૂ સ્તુતિ

### ગાયન ૭૩ મું.

રાગ ધનાશ્રી.

નમિએ વારમવાર મેઘ મુનિ, નમિએ વારમવાર.
મેઘ સરીખા મોહનગારા, સહુ જગ સુખ કરનાર. મેઘ. ૧
ચંદ્ર સરીખું મુખ બીરાજે, દરશન દુઃખ હરનાર. મેઘ. ૨
તરણ તારણ નાવ સરીખા, તારો તારણહાર. મેઘ. ૩
શિશુ વયે ગુરૂ સંજમ લીધો, સાયલા શહેર મોઝાર. મેઘ. ૪
સુર ઇન્દુના શિષ્ય જાએ છો, શાસનના શણગાર. મેઘ. ૫
ગુણવંતા ગુરૂરાજ અમારા, ગુણ તણા ભંડાર. મેઘ. ૬
આનંદ મુનિને આનંદ કરજો, આનંદના કરનાર. મેઘ. ૭

---

## સુબોધ કાવ્ય.

### ગાયન ૭૪ મું.

( વિધાતા વેરણ થઈ મારી ) એ રાગ.—

ભક્તિ કર રિખવ તણી ભાઇ (૨)
સ્થાવર જંગમ જાણ જવાનું સ્થિર નથી કાંઇ;
પડી છે કાળ તણી ફાંસી (૨)
મારૂં મારૂં કરી મુરખનર, કરે ઘણી હાંસી;
નકી જીવ જાણ ખરૂં મરવું (૨)
ખીલ્યા પાનો પીંપર કેરાં, તેને છે ખરવું;

અમર નથી કોઇ અરે આંહી (૨)
ચૌદ ચોકડી રાજ તજીને, ગયો રાવણ ક્યાંહી;
જગતની ખોટી આ બાજી (૨)
પાપ કરીને ભર્યા પોટલા, કરી હાજી હાજી;
સંગ તું સજ્જનનો કરજે (૨)
રાત દિવસ નવકાર જપીને, દારૂણ દુઃખ હરજે;
ચડી છે કાળ તણી સ્વારી (૨)
મ્હોટા મ્હોટા ચાલ્યા ગયાં, ત્યાં તું છે શું ભારી;
મુરખનર કહે મારૂં મારૂં (૨)
નગ્ન જન્મીને નગ્ન જવું છે. નથી કાંઇ ત્હારૂં;
અરે જીવ ક્યાંથી તું આવ્યો (૨)
શોધ કરીલે આ સંસારે, નથી કાંઇ ફાવ્યો;
જ્ઞાન તું જરા નહી પામ્યો (૨)
પશુ તુલ્ય તેં કરી મજુરી, ખરૂં નહિ કામ્યો;
ભરી તેં પાપ તણી પ્યાલી. (૨)
જાવા ટાણું જીવ જાણશે. ખીસ્સું છે ખાલી;
સુબોધ તેં દિલમાં નવ લીધો (૨)
ગર્વ તણો તેં ઝેરી પ્યાલો, હોંશેથી પીધો;
જગતનું સુખ બધું ખોટું (૨)
કાળ કોળીઓ કરી જાય છે, નાનું ને મોટું;
બગાડયું કામ અરે ત્હારૂં (૨)
ચેતી લે તું વખત હજી છે, વચન કહું સારૂં;

જગત છે સ્વપ્નાની બાજી (૨)
અરિહંતનું શરણ ગ્રહીને, મનમાં થા રાજી;
દુઃખ છે દુનિયાના ભારી (૨)
હિત શિખામણ ખરી ગણીને, સુણજો નરનારી;
ઉમ્મર તુજ અરે ચાલી જાએ. (૨)
સુરઇન્દુ કહે ગયા પછી જીવ બહુ બહુ પસ્તાયે;

---

## સજજનો અને સન્નારીઓ વિષે.

ગાયન ૭૫ મું.

( રાગ. ખમાસ. )

જુવોરે જુવોરે જનો કેવા વ્રત ધારી.
કેવા વ્રતધારી આગે થયાં નરનારી.........જુવોરે. ટેક.
જુવો જુવો જંબુ સ્વામી, બાળ વયે બોધ પામી;
તજ્યું રાજ ઋદ્ધિ જેણે, તજી આઠ નારી,
તજી આઠ નારી તેને વંદના હમારી.........જુવોરે. ૧
ગજસુકુમાળ મુનિ, ધગે શિરપર ધુની;
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી તેને વંદના હમારી,........જુવોરે. ૨
કોષાના મંદીર મધ્યે, રહયાં મુનિ સ્થુળી ભદ્ર;
વેશ્યા સંગવાસો તોએ, થયા ન વિકારી.
થયા ન વિકારી તેને વંદના હમારી.........જુવોરે. ૩
સતિતો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,

પતિવ્રત માટે કન્યા, રહી એ કુમારી;
રહીએ કુમારી તેને વંદના હમારી..........જુવોરે. ૪
જનક સુતા જે સીતા, વરસ તો બારે વિત્યા,
ઘણું દુઃખ વેઠયું તોએ, રહયાં ટેક ધારી;
રહયાં ટેક ધારી તેને વંદના હમારી........જુવોરે. ૫
ધન્ય ધન્ય નરનારી એવી દ્રઢ ટેક ધારી,
જીવીત સુધાર્યું જેણે, પામ્યાં ભવ પારી;
પામ્યાં ભવપારી તેને વંદના હમારી........જુવોરે. ૬

---

## રૂષભ દેવની સ્તુતિ.

### ગાયન ૭૬ મું.

નમીએ નમાવી શિર પ્રથમ જીણંદા. (૨)
પ્રથમ જીણંદ પ્યારા પ્રથમ જીણંદા. નમીએ.
અકળ કળા છે તારી, પળે પળે ન્યારી ન્યારી.
ભવિજન હિતકારી, આનંદકંદા. નમીએ.
મંગળ સ્થળે સ્થળે સુખ કરો પળે પળે;
આપો અમરફળ, મારૂ દેવી નંદા. નમીએ.
નાભિનંદન લાવી વ્હાલા પ્રવર્તક ઊજમાળ.
ક્ષેમા દુઃખ ટાળ ટાળ, પુનમચંદા.. નમીએ.

---

### ગાયન ૭૭ મું.

( ધનાશ્રી રાગ. )

નિત્ય જપો નવકાર, ભવિજનો નિત્ય જપો નવકાર.
એ મંત્રનો મહિમા છે મોટો, ઉતરવાં ભવપાર. ભવિજનો. ૧

અરિગંજન અરિહંત સમરીએ, સિદ્ધ થયા ભગવંત; ભવિજનો. ૨
નવલખ જપતાં નર્ક નિવારે, પામે ભવનો પાર. ભવિજનો. ૩
મંત્ર અમુલક મહિમા મંદીર, ભવદુઃખ ભંજણહાર. ભવિજનો. ૪
પંચ પરમેષ્ઠિ દેવ દયાળુ, કાપે કુમતિ આવાર. ભવિજનો. ૫
કરગ્રહો હવે કૃપા કરીને, ભક્ત વત્સલ ભગવાન. ભવિજનો. ૬
દિગ્દર્શન મંડળ ગુણગાયે, વઢવાણ કાંપ મોઝાર. ભવિજનો. ૭

---

## મહાવિરના પુત્રોનું હૃદયગાન.

### ગાયન ૭૮ મું.

### ( કવાલી ગઝલ. )

અમે મહાવીરના પુત્રો, અમારો પંથ ન્યારો છે.
સાધવા સત્યના સુત્રો, ધર્મ એવો અમારો છે.
બજાવા સંઘની સેવા, અમે બનશું "હવે એવા;"
જીવન અર્પી બધું દેવાં, ધર્મ એવો અમારો છે.
દીધા જેવું સદા દેવું, લીધા જેવું સદા લેવું;
પીવા જેવું સદા પીવું, ધર્મ એવો અમારો છે.
અહર્નીશ ન્યાયમાં વહેવું, કપટ છળથી નહિ કહેવું;
સદા આનંદમાં રહેવું, ધર્મ એવો અમારો છે.
જીવન વિજયી બનાવાનો, સરવ દોષો સમાવાનો.
ફરજ સાચી બજાવાનો ધર્મ એવો અમારો છે.
દુઃખીના દુઃખને હરવાં, વિજયના ઘોષને કરવાં.
દુઃખોથી લેશ નહીં ડરવાં, ધર્મ એવો અમારો છે.

સર્વથી મિત્રતાં કરવી, લાગણી પ્રેમની ધરવી,
કરકતો સંઘના હરવી, ધર્મ એવો અમારો છે.
અમારા આત્મ લોગેથી, અમારા આત્મ યોગેથી,
અપર પરના ભલા કરવાં, ધર્મ એવો અમારો છે.
નથી જ્યાં જન્મવું મરવું, નથી જ્યાં "કાર્ય"ને કરવું,
સનાતન ધર્મવાળાનો, અમર એવો ઉતારો છે.
વિચરવું ધર્મની વાટે, જીવન પણ ધર્મના માટે,
સદા એ સંત શિષ્યોનો, પરમ એ ધર્મ પ્યારો છે;

---

ગાયન ૭૯ મું.

( મન માયાના કરનારારે, ) રાગ.

સુણો સ્નેહેથી જૈન ધર્મ વાળારે, ભજો ભાવે કરી ગુણવાળા.
તજો ભુંડા થતાં ભણકારારે, મુક્તિપુરીના આશાઓ વાળા.
ચાર દિવસનો જગત વિસામો, ભુતળમાં ભમનારા.
કાળ આવીને કોટ પકડશે, વાયદાના વિચાર નઠારારે ભજો.
અગણીત ગયા આ ભુને તજી, હતા અધર ડગ ભરનારા.
તારે પણ તે મારગ જાવું, અમરના ઘાટ નકારારે. ભજો.
જીનવર તણા જો પુન્ય વસાયે, મૂંઢ બન્યા બુદ્ધિવાળા,
તારો બેલી પણ તે છે ધનારો, ભજજે ભાવે જપમાળારે ભજો.
કાદવ સરીખા કુટીલ કરમનાં, કાઢ કદવ નઠારા,
દિગ્દર્શન મંડળ કહે ભાવે, મુક્તિના બારે જનારારે. ભજો.

---

## ગાયન ૮૦ મું.

ગરબો પુનમ ચાંદ — રાગ —

અનુપમ આજેરે ઓચ્છવ મહાવીર મંદીરે રે (૨
ચાલો જોવા જઈએ હેતે હળીમળી આજ;
વ્હાલા વીરનો જનમ દીવસ આજનોરે — ટેક.

સાખી.

ત્રિસલા કુંખે અવતર્યા, મહાવીર અવતાર.
ધનધન દીવસ તે ઘડી, વર્ત્યો જય જયકાર.
થાળ ભરીને મોતીડે વધાવતી રે, (૨)
છપ્પન કુમારી સજી સૌ શણગાર.
ઉભી આરસ પારસમણી ચોકમાંર..........ચાલો. ૧

સાખી.

જન મન રંજન પારણું હીરાથી ઝળકાય,
પોઢયો છે માંહે મણી, પુનમ ચુંપ જણાય,
હેતે હીંચોળે છે કંચન વરણી દોરીએરે (૨)
માતા ત્રિશલાજીને હૈયે હરખ અપાર.
એવો ઉગ્યો છે દીવસ રળીઆમણોરે.......ચાલો. ૨

સાખી.

મોતી તોરણ બારણે, લાગે ઝાક ઝમાલ;
ઇંદ્રાણી આગે ફરી, નાચે ઝુમઝુમ તાલ.
ટઉકા કરતાં મેના કોયલ મધુરા કંઠથીરે;
વળી ગાવંતા બપૈયાં રૂડા રાગ;
એવો આનંદ આનંદ વીર પારણેરે......ચાલો. ૩

**સમાપ્ત.**

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોના

# મુબારક નામો.

| પ્રત | નામો. |
|---|---|
| | **સાયલા. (ઝાલાવાડ). ૫૩.** |
| ૫૧ | શ્રી મેઘ મુનિ જૈન વિદ્યાશાળા |
| | હા. માસ્તર. નાગરદાસ લવજીભાઈ |
| ૧ | મુ સુખલાલ દેવચંદ |
| ૧ | રતીલાલ ઓધવજી ખારા. |
| | **વઢવાણ કાંપ. (૨૫૫)** |
| ૨૫ | દોશી. ચત્રભુજ ભુરાભાઈ |
| ૧૦ | શા. નાગરદાસ લલુભાઈ |
| ૧૦ | શા. છગનલાલ મુળચંદ |
| ૮ | શા. ચત્રભુજ જસરાજ |
| ૫ | કોઠારી. હરખચંદ ચતુરભાઈ |
| ૫ | શેઠ. વ્રજલાલ છગનલાલ |
| ૫ | ગોસળીઆ. અમુલખ છગનભાઈ |
| ૫ | શેઠ. નાનચંદ જાદવજી હોટલવાળા |
| ૫ | વકીલ. માણેકલાલ નાગરદાસ |
| ૫ | શા. મણીલાલ કાકુભાઈ |
| ૫ | શા. ત્રંબકલાલ પ્રેમચંદ |
| ૫ | શા. ચત્રભુજ ઓધવજી સ્ટેમ્પ વેન્ડર |
| ૫ | શા. રાયચંદ વેલશી |
| ૫ | શા. રણછોડ હરજીભાઈ |

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | દોશી. ખીમચંદ લહેરાભાઈ |
| ૫ | વોરા. તળશી જાદવજી |
| ૫ | પારેખ. અમરતલાલ રણછોડ |
| ૫ | ઘડીઆળી. પ્રભાશંકર શંકરજી |
| ૫ | દરબાર. જોરાવરસીંહજી રામસીંહજી |
| | કિટસન લાઇટસ એજંટ. |
| ૫ | ભાવસાર. કસ્તુર હરીભાઈ |
| ૫ | સોની. ગોરધન ગંગારામ |
| ૪ | વકીલ. સુખલાલ છગનલાલ |
| ૩ | શા. ઉકાભાઈ ડાહ્યાભાઈ |
| ૩ | શા. મોહનલાલ લહેરાભાઈ |
| ૩ | ગાંધી. વાડીલાલ સુંદરજી |
| ૨ | શા. અમુલખ નાનજી |
| ૨ | શા. મોહનલાલ વજુભાઈ |
| ૨ | શા, મણીલાલ ઉજમશી |
| ૨ | શા. પ્રેમચંદ ચકુભાઈ |
| ૨ | શા. ભાયચંદ અમુલખ |
| ૨ | શા. તરભોવન રાજપાળ |
| ૨ | શા. ચકુભાઈ છગનલાલ |
| ૨ | શેઠ. મથુરાદાસ વીરજી |

| પ્રત. | નામો. |
| --- | --- |
| ૨ | ગાંધી. મનસુખ મણીલાલ કમરડાવાળા |
| ૨ | કોઠારી. કસ્તુર પુરૂષોતમ |
| ૨ | સંઘવી. પુરૂષોતમ ભાયચંદ |
| ૨ | કોઠારી. ઓઘડ નાગજી |
| ૨ | મોદી. જગજીવન ધરમશી |
| ૨ | વોરા. પનજી વેલચંદ |
| ૨ | ઠક્કર. હરીરામ પદમસી |
| ૧ | શા. મગનલાલ પ્રેમચંદ હોટેલવાળા |
| ૧ | દોશી. નાગર વિરચંદ |
| ૧ | શા. તરભોવન હરચંદ |
| ૧ | ગોપાણી. ગીરધરલાલ મગનલાલ |
| ૧ | શા. અમુલખ બાવલ |
| ૧ | શા. નાગરદાસ ભુદરભાઇ |
| ૧ | ગોસળીઆ. હીરાચંદ દેવચંદ ગોદાવરીવાળા. |
| ૧ | ગોસળીઆ. ભુરા રામજી |
| ૧ | પારેખ. હરજીવનદાસ વ્રજલાલ |
| ૧ | દોશી. જેસીંગ ભુરાભાઇ |
| ૧ | શા. દેવચંદ વનરાવન |
| ૧ | શેઠ. પુરૂષોતમ વાલજી |
| ૧ | શા. ફુલચંદ ચતુરભાઇ |
| ૧ | શા. હીમચંદ બેચર |
| ૧ | શા. જેઠાલાલ ઉજમશી. |
| ૧ | પારેખ. મગનલાલ વ્રજલાલ |
| ૧ | શા. ડાહ્યાભાઇ કેશવજી બીડીવાળા. |
| ૧ | શેઠ. કસ્તુર છગનલાલ મીઠાઇવાળા. |
| ૧ | શા. ધોળાભાઇ ભાણજી |
| ૧ | શા. ભુદર મોનજી |
| ૧ | શા. દીપચંદ જગજીવન |
| ૧ | શા. અમીચંદ ઝીણાભાઇ. |
| ૧ | શા. ભગવાનજી દીપચંદ |
| ૧ | શા. શીવલાલ છગનલાલ |
| ૧ | શા. રતીલાલ લાલચંદ |
| ૧ | શા. જગજીવન તળશી નગરાવાળા. |
| ૧ | શા. ગુલાબચંદ રાઘવજી |
| ૧ | શા. શીવલાલ છગનલાલ |
| ૧ | શેઠ. વધમાન મુળજી |
| ૧ | શા. વાડીલાલ હરખચંદ |
| ૧ | શા. ઉજમશી ભાયચંદ ગોકલ |
| ૧ | શા. ડુંગર ભુરાભાઇ |
| ૧ | માસ્તર. પોપટલાલ રતનશી |
| ૧ | શા. સુખલાલ કુંવરજી |
| ૧ | શા. મગનલાલ રાજપાળ |
| ૧ | શા. શીવલાલ ગોવા |
| ૧ | મેતા. જેમલ કાળીદાસ સાહવાંવાળા. |
| ૧ | શા. ટપુલાલ અમૃતલાલ માણેકચંદ |

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | શા. કેવળભાઈ ઉજમશી |
| ૧ | શા. કસ્તુર નગીનભાઈ |
| ૧ | શેઠ. ગાંડાલાલ એમર |
| ૧ | શા. હીરાચંદ માણેકચંદ |
| ૧ | શા. ધરમશી જસાભાઈ |
| ૧ | શા. ઉજમશી છગનલાલ |
| ૧ | શા. લખમીચંદ હરીભાઈ |
| ૧ | શા. પ્રેમચંદ લખમીચંદ |
| ૧ | ભાવસાર. કાનજી લાલાભાઈ |
| ૧ | શા. વ્રજલાલ ઝવેર |
| ૧ | શા. સુંદર પોપટ |
| ૧ | ભાવસાર. લાલચંદ માધવજી |
| ૧ | શા. વ્રજલાલ છગનલાલ |
| ૧ | ઘડીઆળી. પ્રેમચંદ મોતીચંદ |
| ૧ | ગોપાણી. શીવલાલ ઉજમશી |
| ૧ | શા. લલુભાઈ સંઘજી |
| ૧ | ગાંધી. ઉજમશી ત્રીકમ બોડીવાળા. |
| ૧ | શા. લખમીચંદ પોપટલાલ |
| ૧ | ભાવસાર. મોહનલાલ ફુલચંદ |
| ૧ | શા. છોટાલાલ ચતુરદાસ મણીઆરાવાળા. |
| ૧ | શેઠ. અમુલખ રણછોડ |
| ૧ | શેઠ. પ્રેમચંદ છગનલાલ |

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | પંડ્યા. મુળશંકર અમરતલાલ |
| ૧ | શા. માવજી સુંદરજી |
| ૧ | શા. લાલચંદ ઠાકરશી |
| ૧ | ઠકર. શામજી સુંદરજી કચ્છવાળા |
| ૧ | શેઠ. મગનલાલ કપુરચંદ |
| ૧ | દોશી. મેઘજી કાળીદાસ |
| ૧ | શા. વાડીલાલ ગફલ |
| ૧ | દોશી. માણેકચંદ વીરચંદ |
| ૧ | શા. અમુલખ ત્રીભોવન |
| ૧ | સંઘવી. ભાયચંદ તારાચંદ |
| ૧ | શા. નારણ લક્ષ્મીચંદ |
| ૧ | શા. સુખલાલ માણેકચંદ |
| ૧ | શા. કેશવલાલ ફુલચંદ |
| ૧ | ખત્રી. કેશવલાલ ભીમજી |

**વઢવાણ શહેર. (૧૫)**

| | |
|---|---|
| ૧૦ | ગાંધી. ચાંપશી મકન |
| ૫ | વકીલ. વાલજી સંઘજી |

**ઝાંપોદડ.**

| | |
|---|---|
| ૨૫ | શા. ડુંગરશી ડાહ્યાભાઈ |

**રાજપર.**

| | |
|---|---|
| ૧ | વોરા. કેસવજી જુઠા |

**ખેરાળી. (૪**

| | |
|---|---|
| ૨ | શેઠ. શીવલાલ ત્રીકમ |

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | શેઠ. છગન અમરશી |
| ૧ | દોશી. વધુ નાગર |

**મુંજપર. (૫)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | પરમાર. સવાભાઇ કાળુભાઇ |
| ૪ | શા. વીરચંદ ડોશા |

**મુળી. (૨૫)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | શેઠ. ભવાનજી ડુંગરશી |
| ૫ | શા. પુંજાલાલ જીવરાજ |
| ૫ | શા. કેશવલાલ ઘેલાભાઇ |
| ૨ | શા. નારણજી આદીકરણ |
| ૧ | કામદાર. કેશવલાલ પુરૂષોતમ |
| ૧ | શા. શાંતીલાલ મુળચંદ |
| ૧ | શા. મગનલાલ વસ્તા |
| ૧ | શા. રાયચંદ મોહનલાલ |
| ૧ | શા. સોમચંદ ત્રીભોવન |
| ૧ | શા. છોટાલાલ પુરૂષોતમ |
| ૨ | વોરા. દેવચંદ ભોઇચંદ |

**લીંગશર. (૪૬)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | શા. હરજીવન લવજી |
| ૫ | શા. પ્રેમચંદ ડોશાભાઇ |
| ૫ | શા. ઉજમશી તિરપાળ |
| ૫ | ગાંધી પોપટલાલ ગોકળદાસ |
| | શા. ઝુંઝા ડાહ્યાભાઇ |
| ૫ | શા. પોપટલાલ નાનજી |
| ૪ | શા. હકમચંદ અમુલખ |
| ૫ | શા. અમરચંદ ધનજીભાઇ (એ-કસેરાવાળા) |
| ૩ | ગાંધી સંઘજી સુંદરજી |
| ૨ | કોઠારી. ઝુંઝા અમજી |
| ૨ | ગાંધી. તલકશી ગોકળ, |

**ઉમરડા.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | ગાંધી. ગોકળ ભીમજી |

**ચોટીલા. (૬)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | શા. જેઠાલાલ સવજી |
| ૧ | શા. વેલશી ઝવેર |
| ૧ | શા. મોતીચંદ વેલશી |
| ૧ | પારેખ. ગુલાબચંદ કરમચંદ |
| ૧ | શા. ભોગચંદ ઝવેર |
| ૧ | કોઠારી. હીરાચંદ સુખજી |

**જાનીવડલા.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧૦ | ગાંધી નરોતમદાસ નથુભાઇ |

**મોરબી.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | બેન. માણીબેન હુલભજી |

**વાંકાનેર.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | સંઘવી. અભેચંદ સોમચંદ |

**ધ્રાંગધ્રા. (૩૨)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | મુ. હીરાચંદ કુંવરજી |

| પ્રત | નામો. |
|---|---|
| ૫ | શા. વ્રજલાલ હરજીવન |
| ૫ | શા. જેમલ મોહનલાલ |
| ૨ | શા. ઠાકરશી નીમચંદ |
| ૨ | શા. પોપટલાલ છગનલાલ |
| ૨ | શા. કાળીદાસ દેવશી |
| ૨ | કોઠારી. કુબેર ખેતશી |
| ૨ | શા. પ્રેમચંદ મોહનલાલ |
| ૨ | શેઠ. છોટાલાલ દલીચંદ |
| ૨ | શેઠ. ઉજમશી ગોકળદાસ |
| ૧ | શા. કસ્તુર નરશી. |
| ૧ | શેઠ. નવલચંદ હીમચંદ |
| ૧ | સોની. ગોરધન નથુ |

**કોપરણી. (૫)**

| | |
|---|---|
| ૧ | સંઘવી. મણીલાલ પાનાચંદ |
| ૧ | સંઘવી. મગનલાલ ગફલ |
| ૧ | સંઘવી. નરશીભાઇ ધરમશી |
| ૧ | કોઠારી. લાલચંદ પાનાચંદ |
| ૧ | સંઘવી. ખીમચંદ ટોકરશી |

**ગુજરવદી. (૨૮)**

| | |
|---|---|
| ૫ | શા. ઝવેર ભગવાન |
| | શા. કપુર ભગવાન |
| ૨ | શા. પોપટ મહાદેવ |
| ૨ | શા. કાળા ભગવાન |

| પ્રત. | નામો. |
|---|---|
| ૨ | શા. તલકશી પીતાંબર |
| ૨ | ગાંધી. ખેતશી ઝવેર |
| ૨ | શા. જેઠા કેશવજી |
| ૨ | શા. ત્રીભોવન નાનજી–સીતાપુરવાળા |
| ૧ | સોની. વાલજી કુંવરજી |
| ૧ | ગાંધી. પોપટ કુંવરજી |
| ૧ | વોરા. પુંજા મોરાર |
| ૧ | સોની ખીમચંદ કુંવરજી વઢવાણવાળા |
| ૧ | શા. ત્રીભોવન વીઠ્ઠલ |
| ૧ | શા. અમરતલાલ જેઠા સીતાપુરવાળા |

**ભારદ.**

| | |
|---|---|
| ૫ | શા. નાનજી સુંદરજી |

**ખોડુ. (૧૯)**

| | |
|---|---|
| ૨ | શા. તરભોવન વીઠ્ઠલ |
| ૨ | શા. હીરાચંદ ડુંગરશી સ્કુલમાસ્તર |
| ૨ | શા. જગનાદાસ ખુશાલ |
| ૧ | મગનલાલ છગનલાલ પે. આ. માસ્તર. |
| ૧ | સમજુલાલ વીરપાળ બી. આ. માસ્તર. |
| ૧ | માણેકલાલ શીવલાલ દગલી. |
| ૧ | મુલજી ચતુર |
| ૧ | શા. નીમજી સુળચંદ |

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | શા. મગનલાલ કસળચંદ ડગલી. |
| ૧ | શા. ચુનીલાલ જેઠાલાલ ડગલી. |
| ૧ | શા. ઓધડ કુંવરજી ડગલી |
| ૧ | શા. તરભોવન અમુલખ |
| ૧ | શા. મલુકચંદ માણેકચંદ |
| ૧ | શા. નરશી કુંવરજી ડગલી |
| ૧ | શા. છોટાલાલ કલ્યાણજી |
| ૧ | શા. મોહનલાલ કુંવરજી |

**કલકત્તા. ( ૧૦ )**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | મણીલાલ સુંદરજી દેશાઈ સાયલા નિવાસી. |
| ૫ | છોટાલાલ મગનલાલ દેશાઇ સાયલા નિવાસી. |

**મુંબઈ. (૪૭)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧૫ | શા. મણીલાલ લખમીચંદભાઇ |
| ૧૫ | શા. વનમાળીદાસ ગુલાબચંદ |
| ૫ | લલુભાઇ એન્ડ સન્સ કેમીકલ એજંટસ |
| ૫ | શા.શાંતીલાલ ગુલાબચંદ મોતીવાળા |
| ૩ | સાંકલચંદ કસળચંદ મહેતા |
| ૨ | શા. ભીખાલાલ વાડીલાલ |
| ૨ | ગાંધી. મનસુખ સુખલાલ |

**ખંભાત.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | શા. ભીખાભાઈ નગીનદાસ |

**વલસાડ.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૨ | કોઠારી.ઉજમશી લહેરાભાઇચુડાવાળા |

**વડોદરા.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | શેઠ. છોટાલાલ દેવજી લીંબડીવાળા |

**અમદાવાદ. (૨)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | શા. મોતીચંદ દેવચંદ |
| ૧ | માસ્તર. સી. કે. ડેલીવાળા. |

**સાણંદ. (૭)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | શેઠ. દેવચંદભાઈ ઠાકરશી |
| ૧ | શેઠ. ભાઇચંદ ડાહ્યાભાઇ |
| ૧ | મેતા. જેચંદ માનચંદ |

**વીરમગામ.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૧ | દોશી. નાગરદાસ તેજપાળ. |

**તલસાણા.**

| પ્રત. | નામો. |
|---|---|
| ૫ | ગાંધી. માણેકચંદ ઉજમશી |

**વળા, (૧૩)**

| પ્રત. | નામો. |
|---|---|
| ૨ | શા. માણેકલાલ નરશી |
| ૧ | શા. ડાહ્યાભાઇ જીવણ |
| ૧ | વોરા. જીવનજી સુંદરજી |
| ૧ | ભાવસાર. અમરશી જેઠા |
| ૧ | શા. ધરમશી ઓધડ |
| ૧ | ભાવસાર. પરશોતમ ત્રીકમ |
| ૧ | ભાવસાર. લાલચંદ જીવણ |
| ૧ | દોશી. વીરપાળ પ્રેમચંદ |

પ્રત. નામો.

૧ ભાવસાર. ધનજી હનુભાઈ
૧ શા. હરગોવીંદ ઉજમશી
૧ શા. ભાયચંદ ખુશાલ
૧ શા. કસ્તુર પીતામ્બર

### દેહાદર.

૫ શા. કસ્તુર હકાભાઈ

### ચોટાલારોડ. (જીલ્લે પંજાબ.)

૫ કાંતીલાલ જીવાભાઈ

### કરાંચી. (૭)

૫ શા. વધમાન બુદરદાસ
૨ શા. ગોપાલજી માનસીંગ ઝાયલાવાળા

### આદરીઆણાં. (ખારાગોઢા લાઈન.) ૫.

૧ શેઠ. વાડીલાલ અમરતલાલ
૧ દોશી. હરગોવન છગન—જારીઆણા
૧ દોશી. મોહન ડાહા
૧ સંઘવી. વધા ડાહા
૧ ભાવસાર. પાનાચંદ ક[illegible]દાસ

### મુરેલ.

૪ દોશી. મયાચંદ મોતમશી.

### ધોરાજી. ([illegible])

૪ શા. લખમીચંદ વાલજી

પ્રત. નામો.

૧ શા. નાગજી જસરાજ

### રોઘેલ.

૧ શા. ઝવેરચંદ માધવજી

### રાણપુર. (૨)

૧ વસાણી. ગુલાબચંદ કેશવજી
૧ શા. રતીલાલ રાયચંદ

### ભડીઆદ.

૮ શા. અમરચંદ ગુંઝાભાઈ

### ઝાણાળા. (૩)

૨ સંઘવી ઉજમશી વીઠલ
૧ શા. મગનલાલ ભીકમશી

### ખંભલાવ.

૧ શા. મુનીલાલ જીવરાજ

### વાગડાદ.

૧ શા. ચીમનલાલ ભીખાચંદ

### બોટાદ.

૨ વસાણી. હરગોવીંદ છગનલાલ

### ખાટડી.

૧ દોશી. ખરમશી વિરચંદ

### શેખપર.

૨ શા. લખમીચંદ દેવશી

# સાયલા સંપ્રદાયના પુંજ્ય મહારાજશ્રીની સ્તુતિ.

( રાગ.- પુનમ ચાંદની )

આવો સહુ મળી ગુરૂ પદ વંદીએરે;
મેઘરાજજી સ્વામી ગુણના ભંડાર,
લળી લળીને પ્રણામ કરીએ અમે રે,
પોતે પ્રગટ પારશ્વમણી રૂપ છે રે;
ભવિજનોના ઉદ્ધારણ હાર..............લળીલળી.

સાખી.—વદન શશિ સમ શોભિતું, ઉજવળ તેજ અપાર;
લાજે જોઈ રતિપતિ, શોભા અંગની સાર.
દુઃખ દરશનથી દૂર જાય છે રે;
મન વંછીત પુરણ થાય.....................લળીલળી.

સાખી.—બેસી ઉંચા આસને, વદો છો વાણીવખાણ;
કોયલ સરખા કંઠથી, વચન સુધાની ખાણ.
નર નારી એક ચિત્તથી સાંભળેરે,
ગુરૂ મુખ થકી ધર્મ કથાય..... ..... લળીલળી.

સાખી.—વિતરાગી જોગી વડા, સુંદર શાંત સ્વભાવ;
સમદ્રષ્ટી સૌ ઉપરે, દયા તણા દરીઆવ.
આઠે પહોર ઉપદેશ આપે આતરે,
સહુ શાસ્ત્ર પ્રવીણ મુનિરાય............. લળીલળી.

સાખી.—નામ પ્રમાણ ગુણ છે, ગંભીર મેઘ સમાન;
કરજોડીને માગીએ, આપો એ વરદાન;
પ્રભુ કહે ધર્મ શ્રદ્ધા વધો ઘણીરે;
સિદ્ધ થાય જેથી સર્વના કાજ..........લળીલળી.

લી. મેઘમુનિ જૈન વિદ્યાશાળા—સાયલા.

# જાહેર ખબર.

## વાંચો ! જરૂર !! વાંચો !!!

### જૈન તત્વજ્ઞાનથી ભરપુર, અને મુક્તિ માર્ગ દર્શક.

## આત્મહિત શિક્ષા. ભાગ. ૧-૨-૩.

આ અનુપમ ગ્રંથ શ્રી સાયલા સંપ્રદાયના ગચ્છાધિપતિ વયોવૃદ્ધ પુજ્ય મહારાજ શ્રી મેઘરાજજી સ્વામીના વિશાળ અને ઉંડા જ્ઞાનથી ઘણીજ સરસ ભાષામાં બાળ તેમજ વૃદ્ધ સમજી શકે તેવી રીતે રચવામાં આવેલો છે.

આ ગ્રંથમાં મુખ્યત્વે ત્રણ વિભાગ પાડવામાં આવેલા છે. જેમાં પ્રથમ વિભાગમાં અર્થ-કામ-ધર્મ અને મોક્ષનું ઘણુંજ વિસ્તાર પૂર્વક સ્વરૂપ બતાવવામાં આવેલું છે. બીજા વિભાગમાં નવતત્વ-ષટ્દ્રવ્ય-નય-નિક્ષેપા અને મોક્ષ પ્રાપ્તીનું વિસ્તાર સહિત સ્વરૂપ બતાવવામાં આવેલ છે. ત્રિજા વિભાગમાં ચોવીસ તિર્થંકર અને તેના આંતરા, બાર ચક્રવર્તી, નવબળદેવ, નવવાસુદેવ, નવપ્રતિવાસુદેવનું નામ પુર્વક વિવેચન કરવામાં આવેલું છે. અને સાથે જૈનમતની પ્રાચીનતા તેમજ બૌધમતની ઉત્પાત પણ બતાવવામાં આવેલ છે.

ઉપર પ્રમાણે વિસ્તાર પૂર્વક વિવેચનવાળો ગ્રંથ પ્રત્યેક જૈનબંધુને પોતાને ઘેર તેમજ લાઇબ્રેરીઓમાં રાખવા લાયક છે.

ચાલુ કાગળો તથા છપાઈની વેઠવી પડતી મુસ્કેલીઓ સામું નહિં જોતાં ફક્ત કિંમત રૂ. ૧-૪-૦ પોસ્ટેજ જુદુ રાખવામાં આવેલ છે.

આ પુસ્તકમાંથી ઉપજતી રકમ શ્રી મેઘમુનિ જૈન વિદ્યાશાળાના ઉત્તેજનાર્થે જવાની છે માટે લખો નિચેના શિરનામે.

**શ્રી મેઘમુનિ જૈન વિદ્યાશાળા.**

**મુ. સાયલા ( કાઠીઆવાડ. )**